# તૌહીદની હકીકત

લે. મૌલાના અમીન હસન ઈસ્લાહી (રહ.)

• અનુવાદ •

મુહમ્મદ જમાલ પટીવાલા

# અનુક્રમણિકા

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રકાશક તરફથી...

ઈસ્લામી આસ્થા અને માન્યતા સાથે સંબંધિત વિષયોના સંદર્ભમાં આ ત્રીજું પુસ્તક છે.

તૌહીદનો શાબ્દિક અર્થ થાય છે એકેશ્વરવાદ, એક જ ઈશ્વર હોવાનો સ્વીકાર, ઈશ્વરની ઐક્યતા કે તેનું એકાંકી હોવું. ઈસ્લામી પરિભાષામાં તેનો અર્થ અલ્લાહને એક માનવું, તેની જાત અને હસ્તી તથા તેના ગુણોમાં કોઈ તેનો ભાગીદાર કે સમકક્ષ નથી તેવું સમજવું અને માનવું થાય છે. ઈસ્લામ અનુસાર તૌહીદ માનવીય પ્રકૃતિ છે.

ઈસ્લામનો પહેલો કલમો 'લા-ઈલાહ ઈલ્લલ્લાહ, મુહમ્મદુર્-રસૂલુલ્લાહ', જે વાસ્તવમાં ઈસ્લામમાં પ્રવેશ માટે જબાનથી પણ ઉચ્ચારવો અનિવાર્ય છે. તેના પ્રથમ ભાગના અંશ 'લા-ઈલાહ' ની પર્યાપ્ત સમજૂતી અગાઉના પુસ્તક 'શિર્કની હકીકત'માં થઈ ચૂકી છે. અહીં તેના બીજા અંશ 'ઈલ્લલ્લાહ' ની સમજૂતી આપવામાં આવી છે. વાસ્તવમાં અલ્લાહની ઐક્યતા અને અદ્વિતીયતા શું છે ? તેમાં કઈ-કઈ બાબતો સામેલ છે ? તે તમામ બાબતો સમજવી આવશ્યક છે, જેની પૂર્તિ આ પુસ્તકથી થઈ શકશે.

આમ તો વિશ્વમાં ઘણાં ધર્મો છે, જે 'એકેશ્વરવાદ'ના દાવેદાર છે. પરંતુ તે ધર્મોમાં એકેશ્વરવાદની ધારણા અને ઈસ્લામમાં તૌહીદની ધારણામાં શું ભેદ છે તે પણ મહત્ત્વની બાબત છે, જેને, ન માત્ર તૌહીદ પર ઈમાનનો દાવો કરતાં મુસલમાનોએ, બલ્કે અન્ય તે લોકોએ પણ સમજવો ખૂબ જરૂરી છે જેઓ ધર્મના સમર્થકો છે અથવા તેનો ઈન્કાર કરે છે.

વિદ્વાન લેખકે તૌહીદ અને તેનાથી સંબંધિત વાતોને ખૂબ જ વિગતવાર અને દલીલસભર શૈલીમાં સરળ રૂપે રજૂ કરેલ છે.

—: પ્રકાશક :—
ઈસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પૂર્વભૂમિકા

અમે અમારા પુસ્તક 'હકીકતે શિર્ક' (ગુજરાતી સંસ્કરણ : શિર્કની હકીકત)માં વચન આપ્યું હતું કે તૌહીદની દલીલોનું વર્ણન એક અન્ય પુસ્તકમાં કરીશું. પ્રસ્તુત પુસ્તક તેનું પાલન છે. હવે આ બંને પુસ્તકો [illegible] ની સમજૂતી માટે, ઇન્શાઅલ્લાહ પૂર્ણરૂપે પર્યાપ્ત બની રહેશે. આ પુસ્તકો લખવાનો અમારો ઉદ્દેશ્ય કેવળ એટલો નથી કે તૌહીદ, રિસાલત અને આખિરતની બૌદ્ધિક અને અનુકરણીય દલીલોનું વર્ણન કરી દેવામાં આવે, બલ્કે એક મહત્ત્વનો હેતુ એ પણ છે કે આ ભાવાર્થો જે દલીલોની સાથે કુર્આને-હકીમમાં વર્ણવવામાં આવ્યા છે, તે દલીલોની સ્પષ્ટતા કરવામાં આવે, જેથી દીનની પાયાની બાબતોની શિક્ષાની સાથે-સાથે લોકો માટે કુર્આનને સમજવાનો માર્ગ પણ સ્પષ્ટ થાય. મને આશા છે કે જે લોકો આ સંપૂર્ણ સિલસિલાનો ગંભીરતાથી અભ્યાસ કરશે, તેઓ આ કુર્આની તર્કશાસ્ત્રની કુંજીને પામી લેશે, જે આપણા મીમાંસકો કે તર્કશાસ્ત્રીઓએ પેદા કરેલ તમામ ઉલઝનોથી તદ્દન પવિત્ર છે અને માનવ-બુદ્ધિ અને વિવેકથી પ્રત્યક્ષ અપીલ કરે છે. ઉપરાંત, તેમનું મનો-મસ્તિષ્ક કુર્આનની તાર્કિક પદ્ધતિથી પણ પરિચિત થઈ જશે, અને તેઓ આ પ્રિય કિતાબના મોટાભાગના હિસ્સાથી ફાયદો ઉઠાવી શકશે, જેના કેવળ અમુક જ સંકેતો આ પૃષ્ઠોમાં સમાવી શકાયા છે.

અલ્લાહ અને તેના ગુણો-લક્ષણોના સંદર્ભમાં કુર્આને જે કંઈ કહ્યું છે અને જે દલીલોની સાથે કહ્યું છે, તે બધાની વિગત ખૂબ લાંબી થઈ જતી. અમે અહીં યોગ્ય સંક્ષેપનો રસ્તો અપનાવ્યો છે. તેમ છતાં દરેક પ્રકરણમાં એ આવશ્યક વાતો વર્ણવી દેવામાં આવી છે, જે હેતુ-સિદ્ધિ માટે જરૂરી છે. ભવિષ્યમાં જો આ પૃષ્ઠો પર પુનર્વલોકનની તક મળશે તો, ઇન્શાઅલ્લાહ આ સંક્ષેપને વિગતનો રંગ આપવાની કોશિશ કરીશ.

આધુનિક દર્શને હૃદયોમાં જે શંકા-કુશંકાના કાંટાઓ ભોંક્યા છે, અમે કુર્આનના પ્રકાશમાં તેમને એક-એક કરીને કાઢવાનો પ્રયાસ કર્યો છે. હવે એ વાતનો નિર્ણય વાચકો જ કરી શકશે કે આ પ્રયાસમાં અમને સફળતા મળી છે કે નહીં, અને જો મળી છે તો

કેટલે અંશે મળી છે? અમને કેવળ એટલી હદે જ આશા છે કે જે લોકોને વાસ્તવમાં કોઈ મૂંઝવણ છે, માત્ર તેમને જ આ પુસ્તકથી ફાયદો થશે; પરંતુ જે લોકોનો સંદેહ કે ઇન્કાર કેવળ 'ન માનવાની ઇચ્છા' પર આધારિત છે, તેમના રોગનો ઇલાજ કોઈ માણસના હાથની નથી, કેવળ અલ્લાહતઆલા જ તેમને રોગ-મુક્ત કરી શકે છે. يُضِلُّ مَنْ يَّشَاۤءُ وَيَهْدِيْ مَنْ يَّشَاۤءُ (તે જેને ચાહે છે તેને પથભ્રષ્ટમાં નાખી દે છે અને જેને ચાહે છે તેને સન્માર્ગ દેખાડી દે છે. - સૂરઃ નહ્લ, આ. ૯૩)

આ પુસ્તકમાં અમે 'વહદતે-વજૂદ' (અદ્વૈતવાદ, બ્રહ્મવાદ, જીવાત્મા અને પરમાત્મા એક જ છે તેવો મત અથવા જગતનું મૂળ તત્ત્વ એક જ છે તેવો મત અથવા વેદાંત)ની ધારણા ઉપર પણ ચર્ચા કરવાનું વચન આપ્યું હતું, બલ્કે 'તૌહીદના ખોટા દૃષ્ટિકોણો' વિશે એક આખું પ્રકરણ લખવાનો ઇરાદો હતો, પરંતુ સૌપ્રથમ તો આ વિષય ઉપર જે રીતે ચર્ચા કરી છે તેનાથી આપમેળે જ તમામ ગેરસમજો દૂર થઈ જાય છે; દ્વિતીય - વિભિન્ન કારણોસર એ વધારે સાચું લાગ્યું કે 'વહદતે-વજૂદ' પર કુર્આને-હકીમના પ્રકાશમાં એક અલગ પુસ્તકમાં ચર્ચા કરવામાં આવે. આ પ્રશ્નએ જે ગેરસમજો ઊભી કરી છે, તે એટલી જૂની અને ગૂંચવાયેલી છે કે તેના પર આ સંક્ષિપ્ત પુસ્તકમાં ગૌણ ચર્ચા તદ્દન અપર્યાપ્ત હશે.

આ પુસ્તકમાં 'શફાઅત' (અલ્લાહને ત્યાં ભલામણ) પર પણ અમે ચર્ચા કરી છે. આ વિષય પર ચર્ચા માટે ઉચિત સ્થાન અમારા પુસ્તક 'હકીકતે રિસાલત' અને 'હકીકતે મઆદ' (આખિરતની હકીકત)માં આવશે.

આ પૃષ્ઠોમાં જે વાતો સાચી અને ઉપયોગી છે, તે તમામ અલ્લાહતઆલાની કૃપા અને મહેરબાની છે, જેની કૃપાથી મને ઉસ્તાદ ઇમામ મૌલાના હમીદુદ્દીન ફરાહી રહ.થી લાભાન્વિત થવાની તક મળી અને જે વાતો ખોટી છે, તે મારી સમજણની ખામી અને ઇલ્મની ત્રુટિનું પરિણામ છે. અલ્લાહતઆલા તેને માફ કરે.

# પ્રસ્તાવના

આ પુસ્તક અમારા પુસ્તક 'હકીકતે શિર્ક'ની પૂર્તિ છે. 'હકીકતે શિર્ક'માં શિર્કની હકીકત અમે એટલી સ્પષ્ટતા સાથે વર્ણવી છે કે તૌહીદની હકીકત તેમાં આપમેળે ઉભરીને સામે આવી ગઈ છે. بضدها تتبين الا شياء હવે તૌહીદની સમજૂતી માટે કોઈ અન્ય પુસ્તકની આવશ્યકતા બાકી રહી ગઈ નહોતી. પરંતુ 'હકીકતે શિર્ક'માં વાસ્તવમાં શિર્કના પ્રકારો અને તેનાથી સંબંધિત વાતોની વિગત નજર સામે હતી, તેથી તેમાં તૌહીદની દલીલોના વર્ણન માટે કોઈ અવકાશ ન નીકળી શક્યો. આ પુસ્તક આ કમીને પૂરી કરી નાખશે અને આ બંને પુસ્તકો મળીને હવે ઇન્શાઅલ્લાહ શિર્ક અને તૌહીદના સંદર્ભમાં સંપૂર્ણપણે પર્યાપ્ત હશે – وبيد الله التوفيق.

તૌહીદની દલીલો પર વિચાર કરતાં પહેલાં કેટલીક બાબતોને પ્રસ્તાવના રૂપે નજર સામે રાખવી ખૂબ જ આવશ્યક છે.

## કુર્આને સૌપ્રથમ સંબોધિત કર્યા તે લોકો (સંમુખ, નિમંત્રિતો) :

કુર્આન-મજીદના સૌપ્રથમ સંબોધિતોમાંથી કોઈ સમૂહ પણ, જેમ કે 'હકીકતે શિર્ક'માં અમે વર્ણવી ચૂક્યા છીએ, ખુદાનો ઇન્કાર કરનાર નહોતો. બની ઇસ્માઈલ હતા, જેઓ ન માત્ર એ કે ખુદાને માનતા હતા, બલ્કે તેના માટે ઘણાંબધા ઉચ્ચ ગુણોનો સ્વીકાર કરતા હતા. તેમના અંદર જે કુફ્ર જોવા મળતું હતું તે ખુદાના ઇન્કારના કારણે નહોતું, બલ્કે કેટલીક એવી વાતોના સ્વીકારને કારણે અથવા અસ્વીકારને કારણે હતું, જેને લઈને ખુદાના ઉચ્ચ ગુણો અથવા તેની અનિવાર્યતાઓનો ઇન્કાર થતો હતો અથવા આ ગુણો અને તેની અનિવાર્યતાઓમાં બીજાઓની ભાગીદારી થતી હતી. બની ઇસરાઈલ હતા, જે ખુદા અને તેના તમામ સુંદર ગુણોને માનતા હતા અને તેની અનિવાર્યતાઓ અને પરિણામોનો પણ સ્વીકાર કરતા હતા, પરંતુ તેની સાથે જ આસ્થા અને આચરણની અમુક ગુમરાહીઓમાં સપડાઈ ગયા હતા, જે તેમણે સ્વીકારેલ આસ્થાઓથી તદ્દન પ્રતિકૂળ હતી અને જેનાથી કાં તો કુફ્ર અનિવાર્ય થતું હતું કે પછી શિર્ક; તેથી કુર્આન-મજીદે આ સમૂહોથી તેમને ખુદાના ઇન્કાર કરનારાં માનીને ચર્ચા નથી કરી, બલ્કે તેમના

અંદરની સર્વમાન્ય વાતોને આધાર બનાવીને તેમની એ વાતોનું ખંડન કર્યું છે, જે તેમણે આ સર્વસ્વીકૃત વાતોથી બિલકુલ પ્રતિકૂળ પોતાના અંદર એકત્ર કરી લીધી હતી.

આ સ્થિતિ કુર્આનનાં કેવળ સૌપ્રથમ સંમુખોની જ નહોતી, બલ્કે જેમ કે અમે 'હકીકતે શિર્ક'માં વર્ણવ્યું છે, દુનિયાની પ્રાચીન કોમોમાં પણ ખુદાનો ઇન્કાર ખૂબ જ નહિવત્ જોવા મળતો હતો. ભૂતકાળની તમામ કોમોમાં કોઈને કોઈ સ્વરૂપે એક ઉપાસ્યની કલ્પના જરૂર મૌજૂદ છે. એ જુદી વાત છે કે આ કલ્પનાની આસપાસ એવી અંધશ્રદ્ધાઓનો ઘેરો છે કે ન તો તેનાથી આ સૃષ્ટિના કોયડાને ઉકેલવા માટે કોઈ પ્રકાશ પ્રાપ્ત થાય છે, ન ઈમાન (આસ્થા) અને નેક અમલ (સદાચાર)ની બુનિયાદો મજબૂત થાય છે. તેમ છતાં એ હકીકત છે કે ખુદાનો ઇન્કાર, જે પુરાવાઓ કે પ્રમાણોનો ઇન્કાર છે, કેવળ આજના યુગની ઉપજ છે. આ પ્રકારની નાસ્તિકતા અને અંધશ્રદ્ધા જો ઇતિહાસમાં ક્યારેક પ્રગટ પણ થઈ છે તો તે કેવળ એકદમ નાના વર્ગના અંદર સીમિત રહી છે. એક વિધિસર ધર્મ કે વિચારધારાની હેસિયત તેણે માત્ર આ જમાનામાં જ હાંસલ કરી છે.

## કુર્આનની તાર્કિક શૈલી :

આ જ કારણ છે કે કુર્આન ઈશ્વરના સ્વીકારના સંદર્ભમાં આપણા વિદ્વાનો અને તર્કશાસ્ત્રીઓની પદ્ધતિ અનુસાર, સર્જનહાર કે ઈશ્વરના સ્વીકારથી પોતાની વાતની શરૂઆત નથી કરતું. જો તે આવું કરતું તો તેનું આખું સંબોધન વર્તમાનની માંગથી અલગ અને પ્રભાવકારી વાતની ખાસિયતોથી વંચિત થઈ જતું, અને તે પૂર્ણ તત્ત્વદર્શિતા, બુદ્ધિમત્તા અને દૂરંદેશી, જેણે હૃદયો અને આત્માઓમાં એક હલચલ પેદા કરી દીધી હતી, એક શુષ્ક અને નિષ્પ્રભાવી વાર્તાલાપનું સ્વરૂપ ધારણ કરી લેતી અને વાતનો મોટો ભાગ તદ્દન અપ્રાસંગિક અને અનાવશ્યક બની જતો; બલ્કે કુર્આને પોતાના સંમુખોની માનસિકતાને ધ્યાનમાં રાખીને તેમના પર હુજ્જત (દલીલ) સ્થાપિત કરી અને તેમના અભિપ્રાયો અને આસ્થાઓમાં જે ખામીઓ અને વિકૃતિ હતી તે તેમના સામે ખોલીને મૂકી દીધી કે, કાં તો તેઓ સાચા અને સ્પષ્ટ સત્યને કબૂલ કરી લે અને જો તેનાથી ઇન્કાર કરે તો હઠાગ્રહ અને અજ્ઞાનતાના હિમાયત સિવાય તેમના માટે કોઈ અન્ય આશ્રયસ્થાન શેષ રહેશે નહીં.

પરંતુ ઈશ્વરનો પ્રશ્ન ખૂબ જ મહત્ત્વનો છે, તે દીનનું કેન્દ્ર અને ઈમાનનો સ્રોત છે, તેથી જ્યાં સુધી આ છેડો હાથ ન લાગે, ત્યાં સુધી ન આ સૃષ્ટિનો કોયડો ઉકલી શકે છે, ન માનવીનું કોઈ કામ આગળ વધી શકે છે, ન સત્ય અને અસત્ય તથા નેકી અને બદીના સિદ્ધાંતો અને નિયમો બની શકે છે. તદુપરાંત, કુર્આન-મજીદ એક અનંત માર્ગદર્શનનો ગ્રંથ છે, કોઈ વિશેષ કોમ કે કોઈ યુગની સાથે સીમા-બદ્ધ નથી, તેણે

માનવ-જાતની તમામ ગુમરાહીઓનો કયામત સુધી ઈલાજ કરવાનો છે, તેથી તેણે આ સંદર્ભે એક એવી સર્વગ્રાહી વર્ણન-શૈલી અપનાવી, જેનાથી એક તરફ તો અલ્લાહનું તમામ સર્વોચ્ચ ગુણો, જેમ કે સર્જન, સાર્વત્રિક કૃપા અને દયા, ઇલ્મ (જ્ઞાન), સામર્થ્ય, ન્યાય અને તત્ત્વદર્શિતા વગેરેથી સુશોભિત હોવું સાબિત થાય, જેથી તે લોકો પર હુજ્જત (દલીલ) પૂરી થઈ શકે જેઓ કોઈ ઉપાસ્ય (ઇલાહ)ની ધારણા તો રાખે છે, પણ તેના વાસ્તવિક ગુણોની કલ્પનાથી અજ્ઞાત છે અને બીજી બાજુ તે લોકો પર પણ હુજ્જત પૂરી થઈ શકે જેઓ મૂળેથી ખુદાના અસ્તિત્વને માનતા ન હોય.

આમ, કુર્આનમાં ઈશ્વરનો દાવો, સંમુખના સંદર્ભમાં ત્રણ વિભિન્ન સ્વરૂપોમાં જાહેર થાય છે. એક સ્વરૂપ એ છે, જે કેવળ ઇન્કાર કરનારાઓ માટે દલીલ છે. તેમના માટે ઠેકઠેકાણે તૌહીદની પુનરુક્તિ એવા સર્વગ્રાહી અંદાજમાં કરવામાં આવેલ છે કે તેનાથી ખુદાનો સ્વીકાર પણ થાય છે અને તેની ઐક્યતા પણ સાબિત થાય છે. બીજું સ્વરૂપ તે લોકો માટે અપનાવવામાં આવ્યું છે જેઓ ખુદાને તો માને છે, પણ તેના ગુણોના અનુસંધાનમાં ભટકી ગયા છે. તેમના સામે ખુદાને સુંદર ગુણોથી વ્યખ્યાયિત કરવાનું પુનરાવર્તન કરવામાં આવ્યું છે. ત્રીજા એ લોકો છે જેઓ ખુદા સંપૂર્ણ ગુણો ધરાવે છે તેવું તો માને છે, પણ તેના સાથે કેટલાક ખામીયુક્ત કાર્યો અને ત્રુટિપૂર્ણ આસ્થાઓમાં ગ્રસ્ત છે. તેમના સામે એ વાતોનું ખંડન કરવામાં આવ્યું છે, જે તેમણે પોતે જેનો ઇકરાર કર્યો તેનાથી તદ્દન વિપરીત પોતાના અંદર જમા કરી લીધી છે.

દલીલના ઉપરોલ્લેખિત બંને પ્રકારના સંબોધિત લોકો સામાન્યતઃ બની ઈસ્માઈલ છે. જો કે તેઓ ખુદાના ઇન્કાર કરનારા નહોતા, પરંતુ ખુદાના ગુણોની બાબતે તેમનું મન અત્યંત દ્વિધામાં હતું. તેથી કુર્આને તેમના સામે તૌહીદનો વારંવાર ઉલ્લેખ એ રીતે કર્યો કે અલ્લાહના અસ્તિત્વના મામલામાં પણ તેમને વિશ્વાસ અને દૃષ્ટિ પ્રાપ્ત થાય અને તેના ગુણોની કલ્પનામાં પણ તેમના મનની તમામ ઉલઝનો દૂર થઈ જાય. તેથી તેમને સંબોધન કરીને કુર્આને જે કંઈ કહ્યું છે તે કયામત સુધી એ તમામ સમૂહો પર હુજ્જત (દલીલ) છે, જેઓ ઇન્કાર કરનારાં અને નાસ્તિક છે અથવા તો પછી ખુદાના ગુણોના મામલામાં તેમના દિમાગમાં ઉલઝનો છે. દલીલના ત્રીજા પ્રકારના સંબોધિત લોકો વાસ્તવમાં બની ઇસરાઈલ છે, જેઓ તૌરાત અને ઇંજીલ પર ઈમાનના દાવેદારો હતા, પરંતુ પોતાની સર્વસ્વીકૃત વાતોના બિલકુલ વિરુદ્ધ તેઓ બીજી ઘણી વાતોને માનતા હતા. તેમના સામે જે પ્રમાણે દલીલ પ્રસ્થાપિત કરવામાં આવી છે, તે કયામત પર્યંત એ તમામ સમૂહો પર હુજ્જત છે, જેઓ ખુદાના ગુણો અને તે તમામ અનિવાર્યતાઓના મામલામાં કોઈ વ્યવહારુ અને આસ્થાકીય ખામીઓમાં ગ્રસ્ત હોય. કેટલીક જગ્યાએ આ પ્રકારની દલીલોના સંમુખ લોકો બની ઇસ્માઈલ પણ છે, પરંતુ

તેની એક ખાસ સીમા છે જેની વિગત ઈન્શાઅલ્લાહ આગળ આવશે.

## કુર્આની દલીલોનો આધાર :

એ જ પ્રમાણે કુર્આનની દલીલોનો આધાર તેમજ તેનાં કેન્દ્ર-સ્થાન અને સ્ત્રોતને પણ સમજી લેવાની જરૂર છે. કુર્આનની દલીલો કાં તો સંમુખના ઇકરાર પર આધારિત હોય છે કે પછી એવા સ્થાયી સિદ્ધાંતો પર પ્રસ્થાપિત થાય છે, જે સંમુખના ઇકરાર અને ઈન્કારથી તદ્દન પર હોય છે. પછી આ બીજા પ્રકારના પણ બે પ્રકારો છે; કાં તો આ દલીલોનું મૂળ સ્વયં માનવીના મનની અંદર હોય છે કે પછી બહાર. પહેલા પ્રકારને માનવીની પોતાની જાતમાં રહેલી દલીલો કહીશું અને બીજાને માનવીની પોતાની જાતથી બહાર સંસારમાં રહેલી દલીલો કહીશું. આ તમામ મળીને કુર્આની દલીલોના ત્રણ પ્રકાર થયા :

(૧) એ દલીલો જે વિભિન્ન ઈકરારો અને વાંધાઓ પર આધારિત છે. તેના ઘણાં પાસાઓ છે. જેમ કે, જે કોમો કોઈક ઈલાહ (ઉપાસ્ય)ને માને છે, તેમના માટે અનિવાર્ય છે કે તે તમામ ગુણો અને વાતોને માને જેના પર આ શબ્દ વ્યાપ્ત છે, અથવા જે કોમો ઈલાહના પાયાના ગુણોને માને છે તેમના માટે અનિવાર્ય છે કે તે ગુણોને પણ માને જે આ ગુણોની અનિવાર્યતાઓમાંથી છે. ઉપરાંત, એ ગુણોથી તેમનો મુકાબલો કરે જે આ ગુણોથી વિપરીત છે. તદનુસાર, આ ગુણોના સ્વીકારથી માણસના શિરે જે જવાબદારીઓ અને અધિકારો પૂરા કરવાનું ઉત્તરદાયિત્વ આવી પડે છે, તેમનો પણ ઈકરાર કરે. ઉપરાંત, જે કોમો કોઈ આકાશી ગ્રંથ ધરાવે છે, અથવા પોતાનો કોઈ ઈતિહાસ રાખે છે, અથવા પોતાના સમાજમાં નેકી અને બદીના કોઈ નૈતિક નીતિ-નિયમો રાખે છે, તેમના માટે આવશ્યક છે કે તેમની પાયાની સચ્ચાઈઓથી, તેમનામાં પ્રચલિત સર્વમાન્ય વાતોથી અને તેનાથી ઉપજતાં તાર્કિક પરિણામોથી અવગણના કરવામાં ન આવે. આવું કરવું પોતે સ્વીકારેલાં મામલાથી ફરાર અને સ્વયં પોતાના મોઢેથી જ પોતાને જુઠલાવવું છે.

(૨) બીજો પ્રકાર સૃષ્ટિની દલીલોનો છે. તેના પણ વિભિન્ન પાસાઓ છે. સૌપ્રથમ એ નિયમો છે જેને આપણે હર પળ, હંમેશા જોઈ રહ્યા છીએ અને જેનાથી એક ખુદાનું અને તેના તમામ ગુણોનું પ્રમાણ મળી રહ્યું છે, જે કુર્આને ખુદા માટે વર્ણવ્યા છે. તત્પશ્ચાત્, એ નિયમો છે જે આ સૃષ્ટિની ઘટનાઓ-અકસ્માતો તથા કોમોની ચડતી-પડતીમાં કાર્યરત છે, અને જે વાસ્તવમાં એ જ ગુણોનું પ્રાગટ્ય છે જે સૃષ્ટિનો સર્જનહાર ધરાવે છે.

(૩) ત્રીજો પ્રકાર માનવીની પોતાની જાતની અંદર રહેલ દલીલોનો છે. તેનું

મૂળ વાસ્તવમાં માણસનું પોતાનું મન છે અને તેનાથી અમારો આશય એ પ્રકૃતિ અને સહજવૃત્તિ તથા તેની શક્તિઓ અને ક્ષમતાઓ છે, જે ધરતી અને આકાશોના સૃષ્ટાએ માનવીની અંદર મૂકેલ છે. તેનાં કેટલાક પાસાઓ તદ્દન સ્પષ્ટ છે અને આપણે-સૌ તેને અનુભવીએ પણ છીએ અને અમુક એવાં છે જે ગાફેલ અને બેપરવા માણસોથી ક્યારેક-ક્યારેક ઓઝલ થઈ જાય છે. પરંતુ કુદરત જુદી-જુદી પરીક્ષાઓ અને અજમાયશો દ્વારા તેનાથી સચેત કરતી રહે છે.

કુર્આને પોતાની દલીલોનાં આ ત્રણેય સ્રોતો અને આધારોની સ્વયં સમજૂતી આપી છે :

سَنُرِيهِمْ آيَاتِنَا فِي الْآفَاقِ وَفِي أَنفُسِهِمْ حَتَّىٰ يَتَبَيَّنَ لَهُمْ أَنَّهُ الْحَقُّ ۗ
أَوَلَمْ يَكْفِ بِرَبِّكَ أَنَّهُ عَلَىٰ كُلِّ شَيْءٍ شَهِيدٌ ۞ أَلَا إِنَّهُمْ فِي مِرْيَةٍ
مِّن لِّقَاءِ رَبِّهِمْ ۗ أَلَا إِنَّهُ بِكُلِّ شَيْءٍ مُّحِيطٌ ۞

"અમે પોતાની દલીલો સૃષ્ટિમાં અને સ્વયં તેમના અંદર બતાવીશું, ત્યાં સુધી કે તેમના પર સ્પષ્ટ થઈ જશે કે એ જ સત્ય છે. શું તારા પાલનહાર માટે આ વાત પર્યાપ્ત નથી કે તે દરેક વસ્તુનો સાક્ષી છે. સાવધાન ! તેઓ પોતાના રબથી મુલાકાત માટે શંકામાં છે. સાવધાન ! તેણે દરેક વસ્તુ પોતાના ઘેરામાં લઈ રાખી છે."

(સૂરઃ હા-મીમ-સજદહ, આ. ૫૩-૫૪)

આ આયતમાં દાવો બદલાના દિવસ અને કયામતનો કરવામાં આવ્યો છે. તેના માટે સૌપ્રથમ બાહ્ય જગતની દલીલોનો હવાલો આપ્યો છે, પછી માણસના અંદર રહેલી દલીલોનો ઉલ્લેખ કર્યો છે. ત્યારબાદ અલ્લાહતઆલાના ગુણોથી દલીલ કરવામાં આવી છે, જેનો કાં તો સંમુખે ઇકરાર કર્યો છે, અથવા એ ગુણોનો ઇકરાર છે જેના પર આ ગુણોનો આધાર છે.

આનાથી વધારે સ્પષ્ટ ઉદાહરણ સૂરઃ ઝારિયાતમાં છે :

وَفِي الْأَرْضِ آيَاتٌ لِّلْمُوقِنِينَ ۞ وَفِي أَنفُسِكُمْ ۚ أَفَلَا تُبْصِرُونَ ۞ وَفِي
السَّمَاءِ رِزْقُكُمْ وَمَا تُوعَدُونَ ۞ فَوَرَبِّ السَّمَاءِ وَالْأَرْضِ إِنَّهُ لَحَقٌّ
مِّثْلَ مَا أَنَّكُمْ تَنطِقُونَ ۞

"અને ધરતીમાં નિશાનીઓ છે વિશ્વાસ કરનારાઓ માટે અને તમારી પોતાની જાતમાં પણ, શું તમને દેખાતું નથી ? અને આકાશમાં પણ તમારી આજીવિકા અને એ વસ્તુ પણ જેની તમને ધમકી આપવામાં આવી રહી છે. બસ, આકાશ અને ધરતીના

રબના સોગંદ ! આ ઘટના ઘટીને જ રહેશે, બિલકુલ એ જ પ્રમાણે જે પ્રમાણે તમારું કોઈ વાતનું બોલી નાખવું." (આ. ૨૦-૨૩)

અહીં પણ ઇનામ અને સજાનો દાવો કરવામાં આવ્યો છે. આ આયતથી ઉપર આ જ દાવા માટે ધરતી અને આકાશની સાક્ષી પ્રસ્તુત કરવામાં આવી હતી, જેનાથી અત્યંત સ્પષ્ટ રીતે સાબિત થાય છે કે આ સૃષ્ટિને બનાવનારાની પસંદ એ નથી હોઈ શકતી કે તે આ દુનિયાને પેદા કરીને આમ જ છોડી દે. આ સૃષ્ટિની રીત અને નિયમ તથા તેની ઐતિહાસિક તવારીખ અને તેમાં બનતી ઘટનાઓ અને તેનાં પરિણામો એ વાતની સાક્ષી આપી રહ્યા છે કે વળતરનો એક દિવસ અવશ્ય આવવાનો છે, જે દિવસે દુરાચારીઓ પોતાની બૂરાઈઓનો બદલો મેળવશે અને સદાચારીઓને તેમનાં સત્કર્મોનું વળતર મળશે. પછી એક સર્વગ્રાહી વાત ફરમાવી કે આકાશ અને ધરતી તથા તમારી પોતાની જાતમાં આની દલીલો મોજૂદ છે. આ બાહ્ય જગતની દલીલો અને માણસની જાતની અંદરની દલીલોની તરફ સંકેત છે. ત્યારબાદ સાક્ષી રૂપે આકાશ અને ધરતીના રબના સોગંદ ખાવામાં આવ્યા અને કરવામાં આવેલ મૂળ દાવા માટે પોતાની રુબુબિયત (સ્વામીત્વ, ઈશ્વરત્વ, પ્રભુતા)થી દલીલ કરી.

આ બંને ઉદાહરણો કુર્આન-મજીદથી અમે એ દર્શાવવા માટે વર્ણવ્યા છે કે કુર્આને પોતાના તર્કનો આધાર પોતે જ વર્ણવ્યો છે. બાકી રહી એ વાત કે આ ત્રણેય મૂળભૂત સ્રોતોથી કુર્આને પોતાના મૂળ દાવા – તૌહીદ, રિસાલત અને આખિરતના જીવન પર કઈ-કઈ રીતે દલીલો કરી છે, તો તેની વિગત પોત-પોતાની જગ્યાએ આવશે. અહીં અમારો હેતુ સંક્ષેપમાં કુર્આનની દલીલોના આધાર તરફ ધ્યાન આકર્ષિત કરવાનો હતો.

## કેટલીક આવશ્યક ચેતવણીઓ :

તેમ છતાં અમારી રજૂઆતથી કોઈને એ ગેરસમજ ન થાય કે અમે જે પ્રમાણે કુર્આનની દલીલોને અલગ-અલગ પ્રકારોમાં વહેંચી નાખી છે, એ જ પ્રમાણે કુર્આનમાં તેનું વર્ણન પણ અલગ-અલગ કરવામાં આવ્યું છે; બલ્કે જેમ કે તમે જોયું કે સંમુખને ધ્યાનમાં રાખીને કુર્આનની તાર્કિક પદ્ધતિ અને દલીલો કરવાના આધારમાં ફેરફાર થાય છે, એ જ રીતે સંમુખની વિભિન્નતાના કારણે તેના વર્ણનની અલંકારિકતા અને શૈલીના તકાદાઓ બદલાતા રહે છે. ક્યાંક કેવળ સંમુખની સર્વસ્વીકૃત વાતોની ચર્ચા કરવામાં આવી છે, ક્યાંક માણસની પોતાની જાતમાં રહેલ દલીલોનો ઉલ્લેખ થયો છે, ક્યાંક બાહ્ય જગતનું અવલોકન કરાવવામાં આવ્યું છે, ક્યાંક તેમાં બંનેનું એકી સાથે વર્ણન કરવામાં આવ્યું છે, તો ક્યાંક ત્રણેયને એકત્ર કરી દેવામાં આવ્યા છે. એ જ પ્રમાણે મૂળ

દાવો જે કરવામાં આવ્યો છે તેમાં પણ સામ્યતા અને ભિન્નતા જોવા મળે છે. ક્યાંક તો માત્ર તૌહીદ અંગે દલીલ છે, તો ક્યાંક આખિરતના જીવન અંગે. ક્યાંક તેમાંથી બેને જમા કરી દેવામાં આવેલ છે અને ક્યાંક ત્રણેયનો એકી સાથે સમાવેશ છે. તેમાં ફરક અને ભેદ કરવો એક દીર્ઘદ્દષ્ટા સમાલોચકનું કામ છે. વળી કુર્આનમાં દલીલની રીત બિલકુલ પ્રાકૃતિક છે. તેથી જે લોકોને દલીલ અને સમાલોચનાની કેવળ કૃત્રિમ પદ્ધતિઓનો મહાવરો છે, તેઓ કુર્આની તર્કની અસલી તાકાતને સમજવામાં અસફળ રહી જાય છે અને જાત-જાતની ગેરસમજો અને ભ્રમણાઓમાં સપડાઈ જાય છે.

કેટલાક બેખબર લોકો એવું સમજે છે કે ધર્મનો પાયો 'મુહકમ'[1] પર છે. જે વાત વહી દ્વારા માલૂમ થઈ ગઈ તે જ સત્ય છે, ચાહે તેની કોઈ દલીલ હોય કે ન હોય. નિઃશંક, ઈમાનવાળાઓ માટે અલ્લાહ અને રસૂલનું ફરમાવી દેવું જ દલીલ છે, પણ ધર્મ મોમિનોની અંદર નહિં, બલ્કે ઈન્કાર કરનારાઓની અંદર આવે છે અને તેમના માટે અલ્લાહ અને રસૂલનું ફરમાવી દેવું કોઈ દલીલ નથી હોઈ શકતું, જ્યાં સુધી આ ફરમાનની બુનિયાદ કોઈ મજબૂત બૌદ્ધિક અને પ્રાકૃતિક હકીકત પર ન હોય. તેથી કુર્આને, જેમ કે સ્પષ્ટ થઈ ચૂક્યું છે, માણસના અંદરની દુનિયા અને માણસના બહારની દુનિયાને દલીલના સ્રોતના રૂપે પ્રયુક્ત કરેલ છે અને દરેક પ્રકરણમાં પોતાના દાવાની સમાનુરૂપતા બાહ્ય જગત અને માણસની પોતાની જાતના નીતિ-નિયમો અને રીતથી દર્શાવેલ છે, અને વારંવાર એ વાત સ્પષ્ટ કરી છે કે જે વાતોની સાક્ષી સૃષ્ટિના ખૂણે-ખૂણેથી મળી રહી છે અને માનવીય પ્રકૃતિ જે તથ્યોની ગવાહી આપી રહી છે, કુર્આન એ જ તથ્યોનું આહવાન્ કરે છે. આમ, અત્યંત આવશ્યક છે કે દીનની પાયાની બાબતો અંગે કુર્આનની આ દલીલોને સમજવાનો પ્રયત્ન કરવામાં આવે, જેથી શરીઅત તથા બાહ્ય જગત અને માણસની અંદરની દુનિયા વચ્ચે પારસ્પારિક એકરૂપતાના ગૂઢાર્થો ખૂલી શકે, અને જે લોકો કુર્આનની તર્કશુદ્ધતા અંગે ભ્રમિત છે, તેમની ભ્રમણા દૂર થઈ શકે.

આ પ્રસ્તાવનામાં આ બાબતો અંગે ચેતવણી એટલા માટે જરૂરી હતી કે જે લોકો કુર્આનના પ્રથમોન્મુખ સિવાયના સમૂહો અને તેમની ખાસિયતો અને સ્થિતિથી સારી રીતે વાકેફ નથી, અથવા કુર્આનની તાર્કિક શૈલીમાં સંમુખનો જે પ્રમાણે લિહાજ કરવામાં આવ્યો છે તેના મહત્ત્વથી અજાણ છે, અથવા એ બુનિયાદોને નથી જાણતા જેના પર કુર્આનની દલીલોનો આધાર છે, તેઓ સમજે છે કે કુર્આનની તમામ દલીલો કાલ્પનિક અને આરોપાત્મક પ્રકારની છે, તેનો દાર્શનિક વિવેકશીલતા અને પ્રમાણભૂતતાથી કોઈ સંબંધ નથી. મુસમાનોમાંથી જે લોકો યૂનાની વિદ્યાઓથી પ્રભાવિત

(૧) 'મુહકમ' અર્થાત્ અટલ, Basic or Fundamental અર્થાત્ એવી આયતો જેની ભાષા તદ્દન સ્પષ્ટ છે, જેનો અર્થ અને ભાવ નિશ્ચિત કરવામાં કોઈ સંદેહને અવકાશ નથી, જેના શબ્દોનો અર્થ સ્પષ્ટ હોય છે.

થયા અને દબાઈ ગયા, તેઓ આ જ કુધારણાના કારણે કુર્આનથી વંચિત રહ્યા; તેઓ કાં તો કુર્આનની તરફ આવ્યા નહીં, અને જો આવ્યા તો આ ખાણને (અલ્લાહની પનાહ) ઉકરડો સમજીને આવ્યા, જ્યાં તેમને કેવળ આરોપાત્મક અને વક્તૃત્વપૂર્ણ શૈલીની દલીલોની અપેક્ષા હતી, વિવેકશીલતા અને પ્રમાણભૂતતાના બહુમૂલ્ય રત્નોની આશા નહોતી. કુર્આનના સંદર્ભે આ જ પ્રકારની ભ્રમણામાં આ જમાનાના એ મુસલમાનો પણ ગ્રસ્ત છે, જેઓ આધુનિક દર્શન અને વિજ્ઞાનથી દબાયેલા અને પ્રભાવિત છે. તેમને સામાન્યતઃ એ વહેમ છે કે કુર્આન-મજીદની બૌદ્ધિકતા કેવળ સરેરાશ દરજ્જાના દિમાગોને અપીલ કરી શકે છે, ખાસ અને બુદ્ધિશાળી લોકોની સમજબૂઝની સરખામણીમાં તેની દલીલો, અલ્લાહની પનાહ, ઉતરતી કક્ષાની છે. આ લોકોને ગેરસમજનું કારણ મોટાભાગે એ છે કે તેઓ ન તો કુર્આની તાર્કિક આધારોથી વાકેફ છે અને ન એ વાતથી વાકેફ છે કે સંમુખને ધ્યાનમાં રાખીને આ દલીલો કયા જાત-જાતના સ્વરૂપોમાં પ્રગટ થઈ છે. અમે આ પુસ્તકમાં ઇચ્છીએ છીએ કે તૌહીદ સંબંધે કુર્આનની દલીલોની સ્પષ્ટતા કરીએ, જેથી દીનની હુજ્જત સ્પષ્ટ થઈ જાય.

**પ્રસ્તુત પુસ્તકમાં ચર્ચાનો ક્રમ :**

- તૌહીદની સામાન્ય દલીલો :
  ૧. બાહ્ય જગતની દલીલો
  ૨. માણસના પોતાના અંદરની દલીલો
- તૌહીદની વિશિષ્ટ દલીલો :
  ૩. સંમુખમાં જોવા મળતી સર્વસ્વીકૃત વાતોની તુલનામાં દલીલો
  ૪. અગાઉના પ્રકરણોનો ખુલાસો
  ૫. તૌહીદની અસરો વ્યક્તિ અને સમૂહ ઉપર
  ૬. દીનમાં તૌહીદનું મહત્ત્વ

આ પુસ્તક 'હકીકતે શિર્ક'ની પૂર્તિ હોવાથી તેના અભ્યાસથી પહેલાં તેનો અભ્યાસ કરવો જરૂરી છે. આ પુસ્તકનો હેતુ કેવળ તૌહીદની દલીલોની સમજૂતી છે, શેષ ચર્ચા જે આ સંદર્ભમાં છે, વિગતવાર 'હકીકતે શિર્ક'માં વર્ણવવામાં આવેલ છે. અલ્લાહત્આલાથી દુઆ છે કે જે વાતો કલમથી સાચી નીકળી છે તેને હૃદયોમાં સ્થાન આપે અને જ્યાં પણ કોઈ ભૂલચૂક થઈ છે તેની અસરથી સુરક્ષિત રાખે.

# તૌહીદની સામાન્ય દલીલો

## બાહ્ય જગતની દલીલો

આ દુનિયા જે આપણી સામે ફેલાયેલી છે, વિભિન્ન પાસાઓથી ન માત્ર એક ઈશ્વર, બલ્કે એક એવા વાસ્તવિક ઉપાસ્યની સાક્ષી આપે છે, જે તમામ સંપૂર્ણ ગુણો ધરાવે છે અને આ સાક્ષીની બુનિયાદ એવી બાબતો પર છે જેને આપણે બાહ્ય જગતમાં જોઈએ છીએ, અને જેના વિશે આપણી બુદ્ધિ મજબૂર કરે છે કે આપણે તેને કોઈ એવી હસ્તી તરફ નિર્દિષ્ટ કરીએ જે તેનો સ્રોત હોઈ શકે. આ બાબતોની સરખામણી કુર્આનની ભાષામાં 'આયતલ્લાહ' (અલ્લાહની નિશાનીઓ)થી કરવામાં આવી છે. અમે આ પ્રકરણમાં આવશ્યકતાનુસાર તેની સમજૂતી કરીશું.

**૧. સૃષ્ટિનું સૌંદર્ય અને મનોહરતા :**

સૌથી પહેલી વસ્તુ જે આપણું ધ્યાન ખેંચે છે, તે આ સૃષ્ટિનું સૌંદર્ય અને તેની મનોહરતા છે, જે દરેક જગ્યાએ શોભાયમાન છે. આપણે જોઈએ છીએ કે આ દુનિયાની કોઈ વસ્તુ પણ સાદી અને બેરંગ નથી. આકાશથી લઈને ધરતી સુધી કોઈ જગ્યા એવી નથી જ્યાંથી માનવી ગાફેલ અને બેપરવા થઈને નીકળી જાય. દરેક ઠેકાણે તેના હૃદયને આકર્ષિત કરવા, તેની આંખોને જાગૃત કરવા અને તેના કાનોને ખોલવા માટે મનમોહક દૃશ્યો, નયનરમ્ય ચમકદમક અને મધુર ગીતો મોજૂદ છે; અને તેની સાથે માનવીના અંદર સૌંદર્યનો ખૂબ જ ઊંડો અહેસાસ મૂકી દેવામાં આવ્યો છે. તેના કારણે જ્યારે તે પોતાના આસપાસ સૌંદર્ય અને મનોહરતાની આ અદ્દ્ભુત ચમકદમક જુએ છે, તો એકાએક તેના અંદર તેના રચયિતા વિશે પ્રશ્ન ઊભો થાય છે; કેમ કે તે એ કલ્પના કરવાથી તદ્દન અસમર્થ છે કે આવી ચિત્તભ્રમ કરનારી દુનિયા કેવી રીતે અસ્તિત્વમાં આવી ગઈ અને જો તેના પર પશુઓ જેવી કુંઠિત બુદ્ધિનું વર્ચસ્વ ન હોત તો તે સહસા પોકારી ઉઠતો કે :

تَبٰرَكَ اللّٰهُ اَحْسَنُ الْخٰلِقِيْنَ

''ખૂબ જ બરકતવાળો છે અલ્લાહ, સૌથી સુંદર સર્જન કરવાવાળો છે.''

(સૂરઃ મુ'અમિનૂમ, આ. ૧૪)

અર્થાત્, તેને કેવળ એ જ વાતનો અહેસાસ નથી થતો કે આ સૃષ્ટિનો એક સર્જનહાર છે (Designer) છે, બલ્કે તેનાથી આગળ વધીને એ અહેસાસ પેદા થાય છે કે તે સૌથી શ્રેષ્ઠ સર્જનહાર છે, નિતાંત ભલાઈ અને બરકત છે, તેણે જે વસ્તુ પણ બનાવી છે તે કુદરતની સંપૂર્ણતા, કારીગરીની ઉત્કૃષ્ટતા અને સંપૂર્ણ ભલાઈ અને બરકતનો નમૂનો છે. الَّذِيْٓ اَحْسَنَ كُلَّ شَيْءٍ خَلَقَهٗ – તેણે જે વસ્તુ પણ બનાવી છે અત્યંત સુંદર બનાવી.[1]

સ્પષ્ટ છે કે દુનિયા પોતાના અસ્તિત્વ માટે આ તમામ રંગબેરંગી સૌંદર્યની મોહતાજ નહોતી. સંભવ હતું કે આ ધરતી તો હોત, પણ તેમાં આ બાગ અને બગીચા, આ બુલંદી અને પસ્તી, આ ખીણ અને પર્વતમાળાઓ ન હોત. સંભવ હતું કે આ વાતાવરણ તો હોત, પણ તેમાં સમીરના મંદ-મંદ ઝોંકા અને ચકલીઓનો કલરવ ન હોત. સંભવ હતું કે આ આકાશ હોત, પણ આ તારા-સિતારાઓની મહેફિલો અને સંધ્યા અને ઉષાની લાલિમાનો વૈભવ તથા મેઘધનુષનો રંગારંગ ન હોત. પરંતુ આવું ન થયું; બલ્કે આપણે જોઈએ છીએ કે આ દુનિયા આ તમામ વૈભવ અને ચમકદમકથી આચ્છાદિત છે. પ્રશ્ન એ છે કે આવું કેમ છે ? કુર્આન કહે છે કે આવું એટલા માટે છે કે માનવીની અંતરિન્દ્રિયને જાગૃત કરે અને એમાં એ દૃષ્ટિ પેદા થાય કે આવી સુંદર અને મનમોહક દુનિયા કોઈ સૃષ્ટા વિના અસ્તિત્વમાં આવી શકતી નથી તેમજ તે સર્જનહાર અને રચયિતા કેવળ સર્જનહાર જ નહિં, બલ્કે કુદરતની સર્વોચ્ચતા, કારીગરી અને તત્ત્વદર્શિતાની ઉત્કૃષ્ટતા તથા ભલાઈ અને નિરંતર વૃદ્ધિ પામતી સમૃદ્ધિ અને શાંતિના ગુણોથી સુશોભિત છે.

اَفَلَمْ يَنْظُرُوْٓا اِلَى السَّمَآءِ فَوْقَهُمْ كَيْفَ بَنَيْنٰهَا وَزَيَّنّٰهَا وَمَا لَهَا مِنْ فُرُوْجٍ ۝
وَالْاَرْضَ مَدَدْنٰهَا وَاَلْقَيْنَا فِيْهَا رَوَاسِيَ وَاَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ
زَوْجٍۢ بَهِيْجٍ ۝ تَبْصِرَةً وَّذِكْرٰى لِكُلِّ عَبْدٍ مُّنِيْبٍ ۝

''શું આમણે ક્યારેય પોતાના ઉપર આકાશને જોયું નથી ? કેવું અમે તેને બુલંદ કર્યું અને સુશોભિત કર્યું અને ક્યાંય તેમાં કોઈ તિરાડ નથી, અને જમીનને અમે સજાવી અને તેમાં પહાડોને જમાવી દીધા અને તેમાં દરેક પ્રકારની સુંદર વનસ્પતિ ઊગાડી; આંખો ખોલવા માટે અને બોધપાઠ આપવા માટે, પ્રત્યેક રજૂ થનાર બંદાના હૃદય માટે.''

(સૂરઃ કૉફ, આ. ૬-૮)

(૧) સૂરઃ સજદહ, આ. ૭.

એ શક્ય નથી કે કોઈ વ્યક્તિ આકાશ અને જમીનની આ ચમકદમકને જુએ અને એમ જ પસાર થઈ જાય. જો આંખો ખુલ્લી હોય તો આ દુનિયાનું પ્રાગટ્ય આપમેળે જ માનવીમાં ખુદા અને તેના સુંદર ગુણોનો વિશ્વાસ પેદા કરે છે. આ જ હકીકતની તરફ સૂરઃ વાકેઆની આ આયતમાં ઈશારો કર્યો છે :

أَفَرَأَيْتُمُ النَّارَ الَّتِي تُورُونَ ۝ ءَأَنتُمْ أَنشَأْتُمْ شَجَرَتَهَا أَمْ نَحْنُ
الْمُنشِـُٔونَ ۝ نَحْنُ جَعَلْنَاهَا تَذْكِرَةً وَمَتَاعًا لِّلْمُقْوِينَ ۝

"જરા જુઓ તો આ આગને, જેને તમે સળગાવો છો ! શું તેના વૃક્ષને તમે ઊગાડ્યું છે, કે તેને ઊગાડનારા અમે છીએ ? અમે તેને બનાવ્યું છે યાદગીરી માટે અને લાભ ઉઠાવવાની વસ્તુ મુસાફરો માટે." (સૂરઃ વાકેઆ, આ. ૭૧-૭૩)

આયતનો છેલ્લો ભાગ વિશેષતઃ ધ્યાન આપવા લાયક છે. તેનાથી સાબિત થાય છે કે આ દુનિયાની વસ્તુઓ માત્ર આપણી કોઈ ભૌતિક જરૂરત જ પૂરી નથી કરતી, બલ્કે તેમાંથી દરેકનાં સર્જનમાં સૌંદર્ય અને નયનરમ્યતા તથા પૂર્ણ કારીગરીનું એવું પ્રાગટ્ય છે કે તે આપમેળે એક સર્વોચ્ચ અને સર્વોત્તમ હકીકત પર ઈમાન લાવવા માટે સચેત પણ કરે છે, અને સચેત કરવું કેવળ તેમનો ગૌણ હેતુ નથી, બલ્કે તેમનું અસલી રટણ પણ છે. તેથી આયતમાં 'تذكرة' શબ્દ 'متاع' ના પહેલાં છે. જેનાથી સ્પષ્ટ થાય છે કે તેનો અસલી હેતુ યાદગીરી અપાવવાનો છે. આજીવિકાનું સાધન હોવું તેનો એક વધુ ફાયદો છે. જે લોકોની અંતરિન્દ્રિય જાગૃત હોય છે તેમને વસ્તુઓનું આ જ પાસું વધારે પ્રકાશિત દેખાય છે. પરંતુ જેમની પ્રકૃતિ વિકૃત થઈ જાય છે અને ઉદર અને યોનિની લિજ્જતો સિવાય તેમના સામે કોઈ શ્રેષ્ઠ ઉદ્દેશ્ય નથી રહી જતો, તેમની આંખો સૂક્ષ્મદર્શક યંત્રો અને દૂરબીનોથી સજ્જ હોવા છતાં એ જ હકીકતને જોવાથી વંચિત રહી જાય છે, જે વાસ્તવમાં દરેક વસ્તુની અંદર સૌથી વધારે ઉભરેલ હોય છે. તેથી કુર્આને એવા લોકોની સરખામણી ચોપગાં પશુઓથી કરી છે અને તેમના સંદર્ભમાં ફરમાવ્યું છે કે તેમનાં કાન છે પણ સાંભળતા નથી, આંખો છે પણ જોતાં નથી, હૃદય છે પણ સમજતાં નથી.

આ રંગબેરંગી ચમકદમક, જેનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, કેવળ એક વાસ્તવિકતાની સાક્ષી નથી આપતા, બલ્કે એક એવા સર્જનહારની સાક્ષી આપે છે, જે પૂર્ણ સુંદરતા અને પૂર્ણ કૌશલ્ય ધરાવે છે; કેમ કે આપણે માત્ર એટલું જ નથી જોતાં કે આ દુનિયા બની છે, બલ્કે એ પણ જોઈએ છીએ કે જે વસ્તુ બની છે તે ખૂબ સરસ બની છે, જેનાથી એ વાતની સાબિતી મળે છે કે તે હસ્તી પૂર્ણ છે, તત્ત્વદર્શી છે, સમર્થ છે, સર્વજ્ઞાતા છે, મહેરબાન અને કૃપાળુ છે. તેણે આપણને જેમ-તેમ પેદા નથી કરી દીધા, બલ્કે સર્વોત્તમ બંધારણ સાથે, સર્વોત્તમ શક્તિઓ અને યોગ્યતાઓની સાથે પેદા કર્યા છે -

لَقَدْ خَلَقْنَا الْإِنسَانَ فِي أَحْسَنِ تَقْوِيمٍ[1]; ઉપરાંત ફરમાવ્યું - يَا أَيُّهَا الْإِنسَانُ مَا غَرَّكَ بِرَبِّكَ الْكَرِيمِ الَّذِي خَلَقَكَ فَسَوَّاكَ فَعَدَلَكَ فِي أَيِّ صُورَةٍ مَّا شَاءَ رَكَّبَكَ[2]. તેણે પેટ ભરવા માટે આપણને માત્ર અનાજ જ નથી આપ્યું, બલ્કે સ્વાદ માટે ફળફળાદી અને જાત-જાતનો સૂકો મેવો પણ પેદા કર્યો તથા સુગંધ અને નયનરમ્યતા માટે ફૂલો ખીલવ્યા અને બગીચાઓ ઊગાડ્યા - وَالْأَرْضَ وَضَعَهَا لِلْأَنَامِ فِيهَا فَاكِهَةٌ وَالنَّخْلُ ذَاتُ الْأَكْمَامِ وَالْحَبُّ ذُو الْعَصْفِ وَالرَّيْحَانُ (અને ધરતીને તેણે બનાવી તમામ જીવધારીઓ માટે, તેમાં મેવા છે અને ખજૂર છે ગલેફમાં લપેટાયેલ, અને અનાજ છે ભૂસાવાળું અને દાણાંદાર.)

સ્પષ્ટ છે કે આ કેવળ સર્જન-કાર્ય નથી, બલ્કે સર્વોત્તમ અને પૂર્ણ સર્જન અને સંપૂર્ણ સામર્થ્ય છે. આ માત્ર બક્ષિસ નથી, બલ્કે કૃપા અને બક્ષિસ તથા મહેરબાની અને પ્રદાનની સાથે બક્ષવું છે. કેળવ જીવતા રાખવું નથી, બલ્કે એ રીતે પાળવું છે, જે રુબુબિયત અને પરવરદિગારી (પ્રભુતા અને પાલનહારી)ની ઉચ્ચતાની શાન છે.

આ તે પરિણામ છે જે આ સૃષ્ટિના ભાગોની સુંદરતા અને નયનરમ્યતાને નિહાળવાથી આપણા સામે આવે છે, પરંતુ જ્યારે આપણે તેનાં ભાગોના અલગ-અલગ અસ્તિત્વથી આગળ તેનાથી ક્રમબદ્ધ થતી આ સુંદર અને નયનરમ્ય એકરૂપતા અર્થાત્ આ સમસ્ત દુનિયાના સૌંદર્ય અને નયનરમ્યતાને જોઈએ છીએ તો આપણા પર વધુ એક હકીકત ખુલે છે; તે એ છે કે આ સૃષ્ટિનો રચયિતા અને પ્રબંધક એક જ છે, કોઈ અન્ય તેનો ભાગીદાર કે સમકક્ષ નથી. આ સૃષ્ટિ આકાશથી લઈને જમીન સુધી એવી સજાવેલ-શણગારેલ મહેફિલ છે, જેની દરેક વસ્તુ પોત-પોતાની જગ્યાએ સમસ્તના સૌંદર્ય અને રોનકમાં વધારો કરી રહી છે; જે રીતે એક અત્યંત સુંદર, સદૃશ અંગો અને ખૂબસુરત ચીજને જોઈએ છીએ તો અનિવાર્યપણે તેનાથી એ પરિણામ પર પહોંચીએ છીએ કે આ એક જ રસાનુભવી અને કુશળ હાથની કારીગરીનો ચમત્કાર છે. જો તેના વિભિન્ન અંગો અને ઉપાંગોની રચના જુદા-જુદા કારીગરોના અલગ-અલગ ઇરાદાઓ હેઠળ થઈ હોત તો આ સદૃશતા અને સામ્યતા તથા આ સૌંદર્ય અને રોનક તેમાં આવતી શકતી નહીં. એ જ પ્રમાણે આ સમસ્ત દુનિયાના સૌંદર્ય અને ચમકદમકને જે વ્યક્તિ જુએ છે તે અનિવાર્યપણે એ પરિણામ પર પહોંચે છે કે કેવળ એકની જ પસંદ અને એકનો જ ઇરાદો છે, જે આ તમામ રંગબેરંગી રોનકોની અંદર કાર્યરત છે. જો અલગ-અલગની પસંદો અને વિભિન્ન ઇરાદાઓ તેના પાછળ કાર્યરત હોત તો સૌપ્રથમ તો તેનું સ્થાયિત્વ જ

(૧) અમે મનુષ્યને સર્વોત્તમ બંધારણ સાથે પેદા કર્યો. - સૂરઃ તીન, આ. ૪
(૨) હે મનુષ્ય! કઈ વસ્તુએ તને પોતાના કૃપાળુ રબ વિશે ધોખામાં નાખી દીધો, જેણે તને પેદા કર્યો, તને નખશિખ દુરસ્ત બનાવ્યો, તને એક સંતુલન સાથે બનાવ્યો અને જે રૂપમાં ઇચ્છ્યો તને જોડીને તૈયાર કર્યો.
-સૂરઃ ઇન્ફિતાર, આ. ૬-૮

(૨) સૂરઃ રહમાન, આ. ૧૦-૧૨.

અસંભવ હતું અને જો તેના સ્થાયિત્વને માની પણ લેવામાં આવે તો આ એક સુશોભિત મહેફિલના બદલે એક ગોડાઉન, બલ્કે કોઈ ભંગારની દુકાનના સ્વરૂપે હોત અને એક સુંદર એકરૂપતાની જગ્યાએ આપણે તેને અત્યંત ભયાનક સ્વરૂપે જોતાં, જ્યાં દરેક વસ્તુ અપ્રમાણસર, અસંબંદ્ધ અને બેજોડ હોત; કેમ કે વિભિન્ન જુદા-જુદા ઇરાદાઓ અને વિભિન્ન રુચિઓના વિરોધાભાસની સાથે પ્રમાણ અને સંતુલનનું અસ્તિત્વ અસંભવ છે. કુર્આને આ હકીકતની તરફ એટલી વખત વારંવાર ધ્યાન અપાવ્યું છે કે તેના પુરાવાઓનો ઉલ્લેખ કરવો આવશ્યક નથી.

**૨. સૃષ્ટિના વિભિન્ન ભાગોમાં સમપ્રમાણતા :**

બીજું મહત્ત્વનું અને ધ્યાન આપવા લાયક પાસું આ સૃષ્ટિના જુદા-જુદા ભાગોનું સમપ્રમાણ હોવું અને તેમના વચ્ચે પારસ્પારિક અનુકૂળતા છે. આ દુનિયાના વિભિન્ન ભાગોમાં, જે પરસ્પર એક-બીજાથી વિરોધનો સંબંધ ધરાવે છે, એ જ પ્રકારની અનુકૂળતા અને સપ્રમાણતા જોવા મળે છે જે રીતની અનુકૂળતા અને સંબંધ આપણે દંપતિમાં જોઈએ છીએ. એક સ્ત્રી પોતાના અંદર અને બહાર પુરુષથી તદ્દન જુદી સ્થિતિ ધરાવે છે, એ જ રીતે એક પુરુષ સ્ત્રીથી બિલકુલ અલગ ખાસિયતો અને ગુણો ધરાવે છે. તેમ છતાં બંને એક-બીજાની સાથે જે પ્રકારનું આત્મિક અને શારીરિક આકર્ષણ ધરાવે છે તે સ્પષ્ટ છે. સ્ત્રીની પાસે જે કંઈ છે તે પુરુષને ન માત્ર અપેક્ષિત અને ગમે છે, બલ્કે જો સ્ત્રી ન હોય તો પુરુષની હસ્તી અને તેની શક્તિઓ અને યોગ્યતાઓનો મોટો ભાગ તદ્દન નિરર્થક બની જાય છે. એ જ પ્રમાણે પુરુષની પાસે જે કંઈ છે તે સ્ત્રીના આહવાન્ અને અપેક્ષાઓનો જાણે કે જવાબ છે; ત્યાં સુધી કે જો પુરુષને નકામો માની લેવામાં આવે તો સ્ત્રીની ખાસિયતો અને તેના ગુણોની આવશ્યકતા જ સમજવી અસંભવ બની જાય છે. બરાબર આ જ સ્થિતિ આ સૃષ્ટિના તમામ ભાગોની છે. જમીન અને આકાશ, રાત અને દિવસ, ગરમી અને ઠંડી, પ્રકાશ અને અંધકાર, ઉષ્ણતા અને શીતળતા તમામ દંપતિ જેવી ભિન્નતા અને તેમના જેવું જ ઊંડું આકર્ષણ ધરાવે છે. હદ તો એ છે કે સ્ત્રી અને પુરુષમાંથી જે પ્રમાણે કેવળ એકનું અસ્તિત્વ નકામું છે, એ જ પ્રમાણે આ તમામ વિભિન્ન ભાગોમાંથી દરેક વસ્તુ પોતાના જોડા વગર બિલકુલ નિરુદ્દેશ્ય થઈ જાય છે. કોઈ વસ્તુ પોતાના હેતુને પૂરો જ ત્યારે કરી શકે છે જ્યારે તે પોતાના જોડાથી મળે છે. સદૃશતા અને સામ્યતાનું આ પાસું કેવળ આપણે વિરોધી વસ્તુઓમાં જ નથી જોતાં, બલ્કે આ સૃષ્ટિના તંત્ર પર વિચાર કરવાથી ખ્યાલ આવે છે કે તેમાં એક નિરંતર સામ્યતા અને સદૃશતા છે. દરેક વસ્તુ પોતાના અસ્તિત્વને બાકી રાખવા અને પોતાનાં વજૂદના વૃદ્ધિ અને વિકાસ માટે એ વાતની મોહતાજ છે કે આ સમગ્ર કારખાનું તેના માટે સક્રિય અને કાર્યરત રહે. ઘઉંનો એક છોડ વજૂદમાં આવીને ત્યાં સુધી પૂર્ણતા સુધી નથી પહોંચી શકતો, જ્યાં સુધી આ

સૃષ્ટિના તમામ તત્ત્વો તેનાં ઉછેર અને દેખરેખમાં પોત-પોતાનો હિસ્સો પૂરો ન કરે. જમીન તેના માટે પારણું ઉપલબ્ધ કરે, વાદળ તેના માટે ભીનાશ પૂરી પાડે, સૂર્ય તેને ગરમ રાખે, ઝાકળ તેને ઠંડક પહોંચાડે, હવાઓ તેને હાલરડાં સંભળાવે; જ્યારે આ બધા એક વિશેષ શિસ્ત અને નિયમાનુસાર સાથે મળે ત્યારે જ ઘઉંનો એક દાણો ખેતરથી ખળાં સુધી પહોંચે છે, અને આ જ સ્થિતિ આ દુનિયાની એક-એક વસ્તુની છે.

હવે પ્રશ્ન એ છે કે શું આ સૃષ્ટિની ઉત્ક્રાંતિ અને વિકાસ આપમેળે જ થઈ રહ્યું છે કે પછી તેના પાછળ એક પ્રબંધ-કુશળ અને નિપુણ હસ્તી છે, જે આ તમામ વિભિન્ન ભાગોની અંદર સદશતા અને સહયોગ પેદા કરે છે અને તેનો વિકાસ કરે છે ? જો એવું માની લેવામાં પણ આવે કે આ દુનિયા એક આકસ્મિક ઘટના છે, આપમેળે અસ્તિત્વમાં આવી ગઈ છે અને તેના વિભિન્ન ભાગોની ઉત્ક્રાંતિ અને વિકાસ પણ આપમેળે જ થઈ રહ્યો છે, તો શું તેના જુંદા-જુદા ભાગોના અંદર સદશતા અને સહયોગનું પેદા થઈ જવું પણ એક આકસ્મિક ઘટના છે ? શું કોઈ બુદ્ધિશાળી વ્યક્તિ એક ક્ષણ માટે પણ એ માની શકે છે કે હવા, પાણી, આગ, માટી, નદીઓ, પહાડ, સૂર્ય, ચંદ્ર, પશુ-પક્ષીઓ બધું જ આકસ્મિક ઘટનાઓના રૂપે જ પ્રગટ થઈ ગયેલ છે અને દરેકની આપમેળે જ ઉત્ક્રાંતિ થઈ; પછી બિલકુલ અકસ્માતે જ તેમાં આ આશ્ચર્યજનક સદશતા અને સહયોગ પેદા થઈ ગયા અને પછી તદ્દન અકસ્માતે જ આ બધું જ માનવી માટે અનુકૂળ, બલ્કે તેના સેવકો બની ગયા ? શું માનવીની બુદ્ધિ આ પ્રકારની આશ્ચર્યજનક ઘટનાઓને એક પળ માટે પણ સ્વીકારી શકે છે ?

આ પરિસ્થિતિ એ વાતનો અત્યંત મજબૂત પુરાવો છે કે આ સૃષ્ટિના પાછળ એક તત્ત્વદર્શી અને દઢ ઇરાદો છે, જે તેને અસ્તિત્વમાં લાવ્યો છે અને જે જ્ઞાન અને સામર્થ્ય અને રુબુબિયત (પ્રભુતા) અને તત્ત્વદર્શિતાના તમામ ગુણોથી સજ્જ છે. તે જ છે જે પોતાના જ્ઞાન અને તત્ત્વદર્શિતાથી તેના અલગ-અલગ ભાગોમાં સંબંધ અને સદશતા પેદા કરે છે અને તેમને ઉચ્ચ હેતુ માટે પ્રયુક્ત કરે છે, અને તેની સાથે એ વાતનો પુરાવો મળી રહ્યો છે કે આકાશથી લઈને જમીન સુધી તથા જમીન અને આકાશની વચ્ચે કેવળ એક જ છે, જે માલિક અને વર્ચસ્વશાળી છે. કોઈ બીજો ઇરાદો તેનો ભાગીદાર અને સમકક્ષ નથી. જો આકાશ અને જમીનના અલગ-અલગ વ્યવસ્થાપક અને પ્રબંધક હોત, અથવા ઘણાંબધા ઇરાદાઓ કાર્યરત હોત અથવા ભલાઈ અને બૂરાઈ તથા પ્રકાશ અને અંધકારના ભિન્ન-ભિન્ન ખુદા હોત તો સૃષ્ટિના આ જુદા-જુદા ભાગોમાં આ દંપતિ જેવી સદશતા અને સહયોગ અને સંબંધ ન હોત, જે આપણે આ દુનિયાના ખૂણે-ખૂણે જોઈ રહ્યા છીએ. કુર્આને આ દલીલને અલગ-અલગ રીતે અને શૈલીથી વિવિધ જગ્યાએ વર્ણન કરી છે. અમે ઉદાહરણ રૂપે કેવળ અમુક જ આયતો પ્રસ્તુત કરીશું.

આ દલીલ ખૂબ જ સંક્ષેપમાં સૂરઃ ઝારિયાતમાં આ શબ્દોમાં વર્ણવી છે.

وَمِنْ كُلِّ شَيْءٍ خَلَقْنَا زَوْجَيْنِ لَعَلَّكُمْ تَذَكَّرُونَ ۝ فَفِرُّوٓا إِلَى اللّٰهِ إِنِّي لَكُمْ
مِّنْهُ نَذِيرٌ مُّبِينٌ ۝ وَلَا تَجْعَلُوا مَعَ اللّٰهِ إِلٰهًا اٰخَرَ إِنِّي لَكُمْ مِّنْهُ نَذِيرٌ مُّبِينٌ ۝

''અને અમે દરેક વસ્તુમાંથી પેદા કર્યા જોડાઓ, જેથી તમે બોધપાઠ પ્રાપ્ત કરી શકો. બસ, અલ્લાહની તરફ દોડો, હું તમારા માટે તેના તરફથી સ્પષ્ટપણે સચેત કરનાર છું, અને અલ્લાહની સાથે બીજા કોઈ ઉપાસ્યને ભાગીદાર ન બનાવો. હું તમારા માટે તેના તરફથી સ્પષ્ટપણે સચેત કરનાર છું.'' (આ. ૪૯-૫૧)

અહીં દરેક વસ્તુ જોડું-જોડું હોવાથી આખિરત અને તૌહીદ બંને માટે દલીલ છે. આખિરત પર દલીલ અંગેની ચર્ચા અહીં કરવાની નથી. તેની વિગત ઇન્શાઅલ્લાહ, અમારા પુસ્તક 'હકીકતે મઆદ' (આખિરતની હકીકત)માં આવશે. તૌહીદ પર દલીલની વિગત એ છે કે આ સૃષ્ટિની દરેક વસ્તુ જોડાના સ્વરૂપે પેદા કરવામાં આવી છે અને દરેક વસ્તુ પોતાના જોડાથી મળીને જ પોતાનો હેતુ સિદ્ધ કરે છે. આ એ વાતનો પુરાવો છે કે આ સૃષ્ટિનું અસ્તિત્વ અને જીવન તેની પરસ્પર વિરોધી વસ્તુઓમાં સદૃશતા અને સહયોગથી છે, અને તેનાથી નિશ્ચિતપણે એ વાત નીકળે છે કે તેમનો સર્જનહાર અને પ્રબંધક એક જ છે, જે તેમના પરસ્પર વિરોધ હોવા છતાં તેમાં સંબંધ અને આકર્ષણ પેદા કરીને તેનાથી સારાં પરિણામ લાવે છે. આમ, આ વિભેદ જે આપણે આ સૃષ્ટિમાં જોઈએ છીએ, માત્ર બાહ્ય વિભેદ છે, અને તે કદાપિ એ વાતની દલીલ નથી કે તેમના અંદર જુદા-જુદા ઇરાદાઓ કાર્યરત છે. આ ભિન્ન-ભિન્ન ભાગોની પારસ્પારિક સદૃશતા અને સામ્યતા એ વાતની અત્યંત સ્પષ્ટ અને ચોખ્ખી સાક્ષી આપે છે કે કેવળ એક જ છે, જેના આધીન આ સૃષ્ટિના તમામ ભાગો પોત-પોતાના હેતુઓને પૂરાં કરી રહ્યા છે. આ દલીલની વિગત સૂરઃ બકરહમાં આ શબ્દોમાં આપવામાં આવી છે :

يَٰٓأَيُّهَا النَّاسُ اعْبُدُوا رَبَّكُمُ الَّذِي خَلَقَكُمْ وَالَّذِينَ مِنْ قَبْلِكُمْ لَعَلَّكُمْ تَتَّقُونَ ۝
الَّذِي جَعَلَ لَكُمُ الْأَرْضَ فِرَاشًا وَّالسَّمَآءَ بِنَآءً وَّأَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَأَخْرَجَ
بِهِ مِنَ الثَّمَرٰتِ رِزْقًا لَّكُمْ فَلَا تَجْعَلُوا لِلّٰهِ أَنْدَادًا وَّأَنْتُمْ تَعْلَمُونَ ۝

''હે લોકો ! પોતાના માલિકની બંદગી કરો, જેણે તમને પેદા કર્યા છે અને તે લોકોને પણ જેઓ તમારાથી અગાઉ હતા, જેથી તેની યાતનાથી સુરક્ષિત રહી શકો; જેણે તમારા માટે જમીનને પાથરણું બનાવી અને આકાશને છત અને આકાશથી પાણી ઊતાર્યું અને તેનાથી તમારી આજીવિકા માટે ફળ-ફળાદી પેદા કર્યા. બસ, તમે આ જાણો છો તો બીજાઓને અલ્લાહના ભાગીદાર ન બનાવો.'' (આ. ૨૧-૨૨)

અર્થાત્ જે માણસ પોતાની બંને આંખોથી જોઈ રહ્યો છે કે જમીન અને આકાશ આ સદશતા અને એકરૂપતાની સાથે તેની સેવામાં સક્રિય છે, જમીન તેના માટે પાથરણાની જેમ બિછાયેલું અને આકાશ છતની જેમ તેના ઉપર ફેલાયેલું છે; પછી આકાશથી પાણી વરસે છે અને જમીન તેનાથી ફળ પેદા કરે છે અને તે ફળ માનવી માટે રિઝ્જત અને જીવનનું માધ્યમ બને છે. તો પછી માણસ એ કેવી રીતે માની લઈ શકે છે કે આકાશનો દેવતા જુદો છે અને જમીનનો દેવતા જુદો, વરસાદ કોઈ બીજો લાવે છે અને ફળ કોઈ બીજું પેદા કરે છે. આ વિભેદો અને વિભિન્ન ભાગોમાં રહેલી આ સદશતા અને સહયોગ તો ત્યારે જ સંભવ છે જયારે આ બધાને એક જ કાર્યરત અને પ્રબંધક શક્તિ, તત્ત્વદર્શિતા અને કૃપાની સાથે, કોઈ ખાસ ઉદ્દેશ્ય માટે પ્રયોગમાં લાવે. આ જ દલીલ થોડીક વધારે વિસ્તૃત રૂપે બીજી જગ્યાએ વર્ણવવામાં આવેલ છે :

وَالْاَرْضِ وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ وَالْفُلْكِ الَّتِيْ تَجْرِيْ فِي الْبَحْرِ بِمَا يَنْفَعُ النَّاسَ
وَمَا اَنْزَلَ اللّٰهُ مِنَ السَّمَآءِ مِنْ مَّآءٍ فَاَحْيَا بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا وَبَثَّ فِيْهَا
مِنْ كُلِّ دَآبَّةٍ ۪ وَّتَصْرِيْفِ الرِّيٰحِ وَ السَّحَابِ الْمُسَخَّرِ بَيْنَ السَّمَآءِ وَ الْاَرْضِ
لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ۝

''અને તમારો ઉપાસ્ય એક જ ઉપાસ્ય છે. તે રહમાન (પરમ કૃપાળુ) અને રહીમ (પરમ કૃપાળુ) સિવાય બીજો કોઈ ખુદા નથી. નિશ્ચિત રૂપે આકાશો અને ધરતીના સર્જનમાં, રાત અને દિવસના નિરંતર એક-બીજાની પાછળ આવવામાં, અને એ હોડીઓમાં જે લોકો માટે સમુદ્રમાં લાભપ્રદ વસ્તુઓ લઈને ચાલે છે, અને એ પાણીમાં જે અલ્લાહે આકાશથી ઊતાર્યું અને તેના વડે જમીનને તેના મૃત થઈ ગયા પછી જીવન બક્ષે છે અને તેમાં દરેક પ્રકારના પ્રાણીઓ ફેલાવ્યા, અને હવાના પરિભ્રમણમાં, અને વાદળોમાં જે આકાશ અને જમીનની વચ્ચે આજ્ઞાધીન છે, દલીલો છે (તૌહીદની) સમજ-બૂઝ ધરાવતા લોકો માટે.'' (સૂરઃ બકરહ, આ. ૧૬૩-૧૬૪)

સૂરઃ નહ્‌લમાં આ સૃષ્ટિની સંવાદિતા અને સુસંગતતાને આનાથી પણ વધારે વિસ્તૃત રૂપે સ્પષ્ટ કરવામાં આવેલ છે :

وَاللّٰهُ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَاَحْيَا بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ
يَّسْمَعُوْنَ ۝ وَاِنَّ لَكُمْ فِي الْاَنْعَامِ لَعِبْرَةً ؕ نُسْقِيْكُمْ مِّمَّا فِيْ بُطُوْنِهٖ مِنْ بَيْنِ فَرْثٍ وَّدَمٍ
لَّبَنًا خَالِصًا سَآئِغًا لِّلشّٰرِبِيْنَ ۝ وَمِنْ ثَمَرٰتِ النَّخِيْلِ وَالْاَعْنَابِ تَتَّخِذُوْنَ مِنْهُ سَكَرًا وَّ
رِزْقًا حَسَنًا ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ۝ وَاَوْحٰى رَبُّكَ اِلَى النَّحْلِ اَنِ اتَّخِذِيْ مِنَ

الْجِبَالِ بُيُوتًا وَمِنَ الشَّجَرِ وَمِمَّا يَعْرِشُونَ ﴿٦٨﴾ ثُمَّ كُلِي مِن كُلِّ الثَّمَرَاتِ فَاسْلُكِي سُبُلَ
رَبِّكِ ذُلُلًا ۚ يَخْرُجُ مِن بُطُونِهَا شَرَابٌ مُّخْتَلِفٌ أَلْوَانُهُ فِيهِ شِفَاءٌ لِّلنَّاسِ ۗ إِنَّ فِي ذَٰلِكَ لَآيَةً
لِّقَوْمٍ يَتَفَكَّرُونَ ﴿٦٩﴾

''અને અલ્લાહે આકાશથી પાણી ઊતાર્યું અને તેના વડે જમીનને તેના મૃત્યુ પછી સજીવ કરી, નિઃશંક આમાં એક દલીલ છે એ લોકો માટે જેઓ સાંભળે છે, અને તમારા માટે ચોપગા પશુઓમાં પણ બોધપાઠ રહેલો છે, અમે તમને પીવડાવીએ છીએ તે વસ્તુઓના અંદરથી જે આમના પેટના અંદર છે, ગોબર અને લોહીના વચ્ચેથી શુદ્ધ દૂધ, પીનારાઓ માટે ખૂબ જ રુચિકર, અને ખજૂર અને દ્રાક્ષના ફળોથી તમે તૈયાર કરો છો માદક પીણું અને સારી આજીવિકા પણ, નિઃશંક આમાં એક દલીલ છે એ લોકો માટે જેઓ સમજે; અને તારા રબે મધમાખીને એ વહી કરી કે બનાવ મધપૂડાં પર્વતોમાં અને વૃક્ષોમાં અને ટટ્ટીઓ પર ચઢાવેલ વેલાઓમાં પણ, પછી ફળોનો રસ ચૂસ અને પોતાના રબના નિર્ધારિત માર્ગો પર ચાલ તેના આજ્ઞાપાલનની સાથે, તેના પેટની અંદરથી નીકળે છે પીવાની વસ્તુ જેના રંગ જુદા-જુદા છે અને જેમાં લોકો માટે રોગ-નિવારણ છે. નિઃશંક આમાં એક દલીલ છે એ લોકો માટે જેઓ ચિંતન-મનન કરે છે." (આ. ૬૪-૬૯)

આ આયતોમાં જગતમાં સર્વવ્યાપી સદશતા અને સામ્યતાની તરફ સંકેતો છે. વાદળોથી પાણી વરસે છે, તેનાથી જમીન ખીલી ઉઠે છે, તેમાં ઊગતી વનસ્પતિને પશુઓ ચરે છે, તેનાથી તેમના અંદર દૂધ બને છે, ગંદકીઓ અને લોહીના અંદરથી સફેદ દૂધની ધારાઓ નીકળે છે અને તે દૂધ પીવાવાળાઓ માટે ખૂબ જ રુચિકર અને શક્તિવર્ધક ખોરાકનું કામ આપે છે. પછી આ જ વરસાદથી તૈયાર થતી દ્રાક્ષ અને ખજૂરથી માણસ પોતાના સ્વાદ અને જરૂરતની ભિન્ન-ભિન્ન પ્રકારની વસ્તુઓ બનાવે છે. પછી મધમાખીઓ છે, જે પહાડોની બુલંદીઓ પર અને વૃક્ષોની ડાળીઓમાં દ્રાક્ષની ટટ્ટીઓમાં પોતાનો મધપૂડો બનાવે છે, ફળ-ફૂલનો રસ ચૂસીને તેને એકત્ર કરે છે, જેના રંગ પણ જુદા-જુદા અને સ્વાદ પણ અલગ-અલગ છે, માણસ તેને પીવે છે, તેનાથી આનંદ પણ ઉઠાવે છે અને રોગોમાં રોગ-નિવારણ પણ છે. આ દશ્યોને જે વ્યક્તિ પણ બોધપાઠની દૃષ્ટિથી નિહાળશે, તે કેવી રીતે માની લેશે કે આ દુનિયા અને તેના આ તમામ આશ્ચર્યજનક દશ્યો બિલકુલ એક આકસ્મિક ઘટનાના રૂપે પ્રગટ થયા છે, અથવા એ કે આ આકાશ અને ધરતી તથા તેની વિભિન્ન ચમકદમક જુદા-જુદા દેવતાઓએ કરેલ ચમત્કારો છે ! જે દુનિયાના આટલા ભિન્ન-ભિન્ન ભાગોના અંદર આટલો ઊંડો સંબંધ છે અને જે સૃષ્ટિ પોતાના એક-બીજાથી વિરોધી ભાગોની ખેંચાખેંચની અંદર સદશતા અને સહયોગના આટલા પાસાઓ રાખે છે, તે ન તો કોઈ આકસ્મિક ઘટના હોઈ શકે છે, ન જુદા-જુદા ઈરાદાઓની રણભૂમિ

હોઈ શકે છે. કેવળ બાહ્ય રૂપ જોતી આંખો તો માત્ર દરિયાના મોજાઓનું તોફાન જ જોઈ શકે છે, મોજાઓની અંદર છીપ અને છીપમાં ઉછરી રહેલ મોતી સુદ્ધાં સુધી તેમની પહોંચ નથી હોતી અને આ જ એ હકીકત છે, જેના તરફ કુર્આન-મજીદ વારંવાર ધ્યાન અપાવે છે કે આ સૃષ્ટિમાં રહેલ કેવળ વિરોધાભાસને ન જુઓ, બલ્કે એ શુભ પરિણામોને પણ જુઓ, જે આ વિરોધની ખેંચતાણની અંદર પેદા થઈ રહ્યા છે અને એ વાતનું પ્રમાણ આપી રહ્યા છે કે એક જ તત્ત્વદર્શીનો હાથ આ સૃષ્ટિ પર પ્રભુત્વ ધરાવે છે :

وَمَا يَسْتَوِي الْبَحْرَانِ هَٰذَا عَذْبٌ فُرَاتٌ سَائِغٌ شَرَابُهُ وَهَٰذَا مِلْحٌ أُجَاجٌ ۖ وَمِن كُلٍّ
تَأْكُلُونَ لَحْمًا طَرِيًّا وَتَسْتَخْرِجُونَ حِلْيَةً تَلْبَسُونَهَا ۖ وَتَرَى الْفُلْكَ فِيهِ مَوَاخِرَ لِتَبْتَغُوا
مِن فَضْلِهِ وَلَعَلَّكُمْ تَشْكُرُونَ ۝ يُولِجُ اللَّيْلَ فِي النَّهَارِ وَيُولِجُ النَّهَارَ فِي اللَّيْلِ وَ
سَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ كُلٌّ يَجْرِي لِأَجَلٍ مُّسَمًّى ۚ ذَٰلِكُمُ اللَّهُ رَبُّكُمْ لَهُ الْمُلْكُ ۚ

''અને બંને સમુદ્રો એક સમાન નથી. એક મીઠો અને પીવા માટે રુચિકર છે અને બીજો ખારો અને કડવો છે, અને તમે બંનેમાંથી તાજું માંસ ખાવો છો અને પહેરવા માટે શ્રૃંગારની વસ્તુઓ કાઢો છો, અને તમે જુઓ છો કે હોડીઓને, જે તેને ફાડીને ચાલી રહી છે, જેથી તમે અલ્લાહની કૃપા શોધી શકો અને જેથી તેનો આભાર વ્યક્ત કરો. તે દિવસને રાતમાં અને રાતને દિવસમાં દાખલ કરે છે અને તેણે સૂર્ય અને ચંદ્રને આધીન બનાવી રાખ્યા છે. દરેક એક નિશ્ચિત મુદ્દત સુધી ચાલે છે. આ જ અલ્લાહ તમારો રબ છે, તેના જ હાથમાં બાદશાહી છે...'' (સૂરઃ ફ઼ાતિર, આ. ૧૨-૧૩)

ખારા પાણીના સમુદ્ર અને મીઠા પાણીના સમુદ્રમાં કેટલી સ્પષ્ટ ભિન્નતા છે; તેમ છતાં જુઓ, આ બંને કેવી રીતે એક જ હેતુની પ્રાપ્તિનું સાધન છે. કેવી રીતે આ બંનેથી માનવી પોતાના માટે ખોરાકના ભંડારો મેળવે છે. કેવી રીતે આ બંનેથી પોતાની સાજ-સજ્જા અને શ્રૃંગાર માટે મોતી હાંસલ કરે છે. પછી કેવી રીતે તે વહાણવટા અને વેપાર માટે ખૂબ જ સરળ માધ્યમ ઉપલબ્ધ કરાવે છે. પછી રાત્રિનો અંધકાર અને દિવસના પ્રકાશ પર વિચાર કરો. બંને પોતાના લક્ષણો અને ખાસિયતોમાં કેટલા એક-બીજાથી વિરોધી છે ! પરંતુ એક-બીજાના વિરોધી હોવા છતાં પૂરેપૂરા સુમેળ અને સંવાદિતાથી એક નર્સની જેમ આ સૃષ્ટિનું પાલનપોષણ અને તેના અંદર વસવાવાળા પશુ-પક્ષીઓ, માનવીઓ અને વનસ્પતિની સેવામાં સક્રિય છે. સૂર્ય દિવસે ઊગે છે, જે ઉષ્ણતા અને તડકાનો સ્રોત છે. ચંદ્ર રાત્રે નીકળે છે અને તે પ્રકાશ અને ભેજનું મૂળ છે. પ્રથમ દૃષ્ટિએ બંને એક-બીજાથી કેટલા અલગ છે, પરંતુ આપણે જોઈએ છીએ કે આ દુનિયાની એક-એક વસ્તુ તેને આભારી થઈ રહી છે અને તે માનવને પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ રૂપે લાભ

પહોંચાડવા માટે નિયુક્ત છે. શું આ બધું અકસ્માત છે? શું આ વ્યવસ્થા અને અનુશાસન, આ નિયમની પાબંદી, આ સહયોગ અને સદશતા, આ બક્ષિસ આ બધું જ આપમેળે થઈ રહ્યું છે? આ સાક્ષીઓ છતાં જે લોકો દુનિયાને આકસ્મિક ઘટના હોવા અંગે હઠાગ્રહ કરે છે તેમનો આ હઠાગ્રહ કેવળ ન માનવાની ઈચ્છા પર આધારિત છે. જ્ઞાન અને સંશોધનથી આ માનસિકતાને કોઈ સંબંધ નથી.

### ૩. વિરોધથી વિરોધનું અસ્તિત્વ :

એ જ પ્રમાણે એક બીજા પાસા પર પણ વિચાર કરો. આ સૃષ્ટિમાં આપણે જોઈએ છીએ કે વિરોધથી વિરોધનું અસ્તિત્વ થાય છે. હરિયાળાં અને ફળદાર વૃક્ષોથી આગની ચિનગારીઓ પેદા થાય છે :

جَعَلَ لَكُمْ مِّنَ الشَّجَرِ الْأَخْضَرِ نَارًا

"અને લીલાછમ વૃક્ષોમાંથી તમારા માટે આગ પેદા કરી."

(સૂરઃ યા-સીન, આ. ૮૦)

નિર્જીવથી સજીવ પેદા થાય છે અને સજીવથી નિર્જીવ :

يُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَمُخْرِجُ الْمَيِّتِ مِنَ الْحَيِّ ۚ ذَٰلِكُمُ اللَّهُ
فَأَنَّىٰ تُؤْفَكُونَ ۝

"તે જ કાઢવાવાળો છે સજીવને નિર્જીવથી અને નિર્જીવને સજીવથી, તે જ અલ્લાહ છે, પછી તમે ક્યાં ભટકતા જઈ રહ્યા છો?" (સૂરઃ અન્આમ, આ. ૯૫)

સ્પષ્ટ છે કે કારક અને પ્રેરક તથા કારણ અને કાર્ય-કારણના સામાન્ય નિયમથી આ વસ્તુ ઉચ્ચતર છે અને જન્મ કે ઉત્પત્તિનો એ પ્રચલિત નિયમ, જેના પર આપણને એટલો વિશ્વાસ છે કે તેનાથી જરા સરખા વિરુદ્ધ પરિણામની આપણે કલ્પના પણ કરી શકતા નથી, અહીં આવીને તે તદ્દન તૂટી જાય છે. શું આ એ વાતનું ચોખ્ખું પ્રમાણ નથી કે કોઈ હસ્તી આ તમામ નિયમોથી ઉચ્ચતર પણ છે, જે આ બધા પર પોતાના પૂર્ણ સામર્થ્યથી પ્રયોગ કરતી રહે છે અને એક-બીજાથી વિપરીત વસ્તુઓથી વિપરીત વસ્તુ અને અસ્તિત્વ પ્રદાન કરે છે અને તેને પોતાના સર્જનો માટે લાભપ્રદ બનાવે છે? જે લોકો આ સૃષ્ટિને માત્ર કારક અને પ્રેરક કે કારણ અને કાર્ય-કારણના આંધળા-બહેરા નિયમોનું પરિણામ સમજે છે અને આના જ પ્રકાશમાં તેનો અર્થ કાઢવા માગે છે, તેઓ મૃત્યુથી જિંદગી અને જિંદગીથી મૃત્યુના પેદા થવાનો શું અર્થ કાઢશે? અને લીલાછમ વૃક્ષોથી તાજામાજા ફળોના બદલે આગની જ્વાળાઓ નીકળવાનું શું પરિણામ તારવશે?

શું કારણ અને કાર્ય-કારણના સામાન્ય પ્રચલિત નિયમ આ જ ઈચ્છે છે કે વિરુદ્ધથી વિરુદ્ધ પેદા થાય ? જો આવું નથી તો અનિવાર્યપણે એક એવી હસ્તીનો સ્વીકાર કરવો પડે છે, જે આ તમામ પ્રાકૃતિક નિયમો પર પ્રભુત્વશાળી અને માલિક છે.

## ૪. સમપ્રમાણતાથી વિભિન્નતાનું અસ્તિત્વ :

આના જેવી જ એક બીજી હકીકત પણ છે. આપણે આ સૃષ્ટિમાં જોઈએ છીએ કે સમરૂપતાથી વિભિન્નતાને અસ્તિત્વ મળે છે. વિજ્ઞાનનો દાવો છે કે આ સૃષ્ટિ પોતાના આરંભમાં એક ઘટક તત્ત્વ છે, પછી તબક્કાવાર તેના ભાગોમાં બહુરૂપતા અને વૈવિધ્ય આવે છે અને તે વધતા જાય છે. જો આ સાચું છે અને તેની સચ્ચાઈથી ઇન્કારનું કોઈ કારણ નથી, તો તેનાથી એ અનિવાર્ય થાય છે કે કોઈ પૃથક કરનાર અને વિભાજન કરનાર છે, જે એકને બે અને બેને ચાર કરે છે અને અહીંથી જ એ વાત પણ નીકળે છે કે આ વસ્તુઓનું વિભાજનં અને પૃથકતા ઉપાસ્યના વિભાજન અને વહેંચણીની દલીલ નથી. જમીન એક જ છે, પાણી એક જ છે, હવા પણ એક જ દિશામાં ચાલે છે, જો કે વનસ્પતિ અનેક પ્રકારની ઊગે છે, ફૂલોના રંગ ભિન્ન-ભિન્ન હોય છે, ફળોના રૂપરંગ, તેમનું પ્રમાણ, તેમના રંગ અને સુગંધ, દરેક વસ્તુના અંદર તફાવત હોય છે. એક જ ગોટલાથી ક્યારેક એકથી વધારે કુંપળ નીકળે છે અને તેનાથી અનેક થડ અને શાખાઓ ઉત્પન્ન થઈ જાય છે અને ક્યારેક એક જ કુંપળ ફૂટે છે અને એક જ થડ પેદા થાય છે.

وَفِي الْأَرْضِ قِطَعٌ مُّتَجٰوِرٰتٌ وَّجَنّٰتٌ مِّنْ اَعْنَابٍ وَّزَرْعٌ وَّنَخِيْلٌ صِنْوَانٌ وَّغَيْرُ
صِنْوَانٍ يُّسْقٰى بِمَآءٍ وَّاحِدٍ وَّنُفَضِّلُ بَعْضَهَا عَلٰى بَعْضٍ فِى الْاُكُلِ ۚ
اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ○

"અને જમીનમાં જુદા-જુદા ભૂ-ભાગો છે અને દ્રાક્ષના બગીચા છે અને ખેતીઓ છે અને ખજૂર છે, એકવડિયા અને બેવડા, એક જ પાણીથી તેની સિંચાઈ થાય છે; જો કે સ્વાદમાં અમે કોઈને સારો અને કોઈને ઊતરતો બનાવી દઈએ છીએ. નિઃશંક, આમાં નિશાનીઓ છે સમજબૂઝ રાખનારાઓ માટે." (સૂરઃ રા'દ, આ. ૪ )

અર્થાત્, જે વ્યક્તિમાં બુદ્ધિ હશે, અનિવાર્યપણે આનાથી તે સાવધાન થશે, અને તે દરેક વસ્તુના રંગ અને તેના ફળો અને તેના ફૂલોમાં વૈવિધ્ય પર ચિંતન-મનન કરશે, તો એ પરિણામ પર પહોંચશે કે કોઈ સર્જનહાર છે, જે પૂર્ણ તત્ત્વદર્શિતા અને સામર્થ્ય તથા પરમ્ કૃપાની સાથે પ્રભુત્વશાળી છે, અને તેની સાથે એ હકીકત પણ તેના સામે સ્પષ્ટ થશે કે તે એકલો છે અને તેનો કોઈ ભાગીદાર નથી; કેમ કે જ્યારે એક જ પાણીથી સિંચિત છોડવાઓ અને એક જ જમીનના ટુકડાના વૃક્ષોથી આ તમામ વિવિધતા

આપણે જોઈએ છીએ અને તેને પાણી અને જમીનની વિભિન્નતાનું પરિણામ નથી ઠેરવતા, તો સૃષ્ટિના આ વૈવિધ્યને ઉપાસ્યની સંખ્યાની દલીલ કેમ ઠરાવીએ ? તદુપરાંત એ વાત પણ તેના સમક્ષ સ્પષ્ટ થશે કે આ તમામ વૈવિધ્ય જન્મ અને ઉત્પત્તિના કોઈ આંધળા-બહેરા નિયમનો ચમત્કાર નથી, બલ્કે કોઈ સર્વજ્ઞાની અને સર્વશક્તિમાન હસ્તી છે, જે દરેક વસ્તુને પોતાના પ્રમાણની સાથે અસ્તિત્વમાં લાવે છે અને પોતાની તત્ત્વદર્શિતા અનુસાર તેમાં વધારો-ઘટાડો કરે છે.

### ૫. પ્રાકૃતિક દૃશ્યોની મનોહરતા :

તૌહીદની સૌથી મહત્ત્વની એક દલીલ તે અસામર્થ્ય અને અશક્તિ તથા ભય, અને પરાધીનતા અને આજ્ઞાપાલન પણ છે, જેના ચિહ્નો આપણે આ સૃષ્ટિના તમામ મોટા અને શાનદાર સજીવોમાં જોઈએ છીએ. આ એ વાતનો અત્યંત મજબૂત પુરાવો છે કે તેમનામાંથી કોઈ વસ્તુનો પણ ઉપાસ્ય હોવાનો સંબંધ જોડી શકતા નથી. પ્રભુતા કે ઈશ્વરત્વના ગુણની સાથે કોઈ એવી જાત જ સંલગ્ન છે, જે આ બધામાં શ્રેષ્ઠ અને આ તમામથી ઉચ્ચ છે. સૂર્ય, ચંદ્ર, તારા-સિતારાઓ પોતાની મહાનતા અને સુંદરતા છતાં તથા જમીન, સમુદ્ર, પહાડ, હવા, વાદળ, વીજળી અને કડક પોતાની વ્યાપકતા, શક્તિ અને દબદબાથી વિપરીત એક મજબૂત તત્ત્વદર્શિતાભરી વ્યવસ્થા હેઠળ આધીન અને વશમાં છે; તો અનિવાર્યપણે તેમના સિવાય કોઈ અન્ય છે જે આ બધાનો સર્જનહાર અને સૌના ઉપર હાકેમ છે. હવે વિચાર કરો કે તે કોણ છે જે આ બધાનો સૃષ્ટા અને સૌના ઉપર હુકમ કરનાર અને સૌનો માલિક છે ? આ પ્રશ્ન કુર્આને વારંવાર ઊભો કર્યો છે અને તેનો જવાબ મુશ્રિક (અનેકેશ્વરવાદી) આરબોના મુખેથી પણ એ જ નોંધ્યો છે કે આ જગતનો રચયિતા એક પ્રતાપી અને પ્રભુત્વશાળી તથા તત્ત્વદર્શી છે :

وَلَئِنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ لَيَقُوْلُنَّ خَلَقَهُنَّ الْعَزِيْزُ الْعَلِيْمُ ۝

"જો તમે તેમને પૂછશો કે આકાશો અને ધરતીને કોણે પેદા કર્યા ? તો તેઓ જવાબ આપશે કે તેને પ્રભુત્વશાળી-પ્રતાપી અને સર્વજ્ઞ હસ્તીએ બનાવ્યા છે."

(સૂરઃ ઝુખ્રુફ, આ. ૯)

કેમ કે જે વ્યક્તિ આ સૃષ્ટિની ચીજ-વસ્તુઓ પર ચિંતન-મનન કરશે, તે આ જ પરિણામ પર પહોંચશે કે આમાંથી કોઈનો પણ સંબંધ આ સૃષ્ટિના સર્જન સાથે નથી જોડી શકાતો. આ સૃષ્ટિનો સર્જનહાર કોઈ એવી જ જાત હોઈ શકે છે, જે પ્રતાપ, મહાનતા અને જ્ઞાન અને તત્ત્વદર્શિતાના તમામ ગુણો ધરાવતો હોય.

અહીં એ વાતને વિશેષ રૂપે નજર સમક્ષ રાખવી જોઈએ કે આ ચીજ-

વસ્તુઓમાંથી જે જેટલા પ્રમાણમાં શાનદાર છે, તેમના લલાટ પર આજ્ઞાપાલનની નિશાની એટલા જ પ્રમાણમાં ઉભરેલી દેખાય છે. દુનિયાએ સૂર્ય અને ચંદ્રની સૌથી વધારે પૂજા કરી છે, જો કે આજીજી અને આજ્ઞાપાલન, નમ્રતા અને નમન તથા સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણના ચિહ્નો, જે આપણે તેમનામાં જોઈએ છીએ,બીજી કોઈપણ વસ્તુમાં નથી જોતા. પરંતુ આ માનવીની કેવી અજીબ મૂર્ખતા છે કે આ ચિહ્નો અને નિશાનીઓ જોવા છતાં ન કેવળ એ કે તેણે તેમને દેવતા બનાવીને તેમની પૂજા-અર્ચના કરી, બલ્કે તેણે તેમની પરાધીનતાની આ નિશાનીઓને પણ તેમનાં ઈશ્વરત્વ અને પ્રભુતાની દલીલોમાંથી ગણી લીધી.

તૌહીદની આ દલીલ, સંક્ષેપ અને વિસ્તારના વિભિન્ન રૂપમાં, કુર્આને વર્ણવી છે. અમે કેવળ ઈબ્રાહીમ અલૈ.ની એ હુજ્જત (દલીલ)ને અહીં નોંધીએ છીએ, જે તેમણે પોતાની કોમ સામે રજૂ કરી અને ઈબ્રાહીમ અલૈ. સુંદર વાર્તાલાપની સર્વોત્તમ છબી છે.

فَلَمَّا جَنَّ عَلَيْهِ الَّيْلُ رَاٰ كَوْكَبًا ۚ قَالَ هٰذَا رَبِّيْ ۚ فَلَمَّآ اَفَلَ قَالَ لَآ اُحِبُّ
الْاٰفِلِيْنَ ۝ فَلَمَّا رَاَ الْقَمَرَ بَازِغًا قَالَ هٰذَا رَبِّيْ ۚ فَلَمَّآ اَفَلَ قَالَ لَئِنْ لَّمْ يَهْدِنِيْ
رَبِّيْ لَاَكُوْنَنَّ مِنَ الْقَوْمِ الضَّآلِّيْنَ ۝ فَلَمَّا رَاَ الشَّمْسَ بَازِغَةً قَالَ هٰذَا رَبِّيْ
هٰذَآ اَكْبَرُ ۚ فَلَمَّآ اَفَلَتْ قَالَ يٰقَوْمِ اِنِّيْ بَرِيْٓءٌ مِّمَّا تُشْرِكُوْنَ ۝ اِنِّيْ وَجَّهْتُ
وَجْهِيَ لِلَّذِيْ فَطَرَ السَّمٰوٰتِ وَ الْاَرْضَ حَنِيْفًا وَّمَآ اَنَا مِنَ الْمُشْرِكِيْنَ ۝

"જ્યારે રાત્રિએ તેને ઢાંકી લીધો તો તેણે એક તારાને જોયો, કહ્યું કે આ મારો રબ છે. જ્યારે તે ડૂબી ગયો તો કહ્યું કે હું ડૂબવાવાળાઓને તો મારો મિત્ર નથી બનાવતો. જ્યારે ચંદ્રને ચમકતો જોયો તો કહ્યું કે આ મારો રબ છે. જ્યારે તે અસ્ત થઈ ગયો તો કહ્યું કે જો મારા પાલનહારે મારું માર્ગદર્શન ન કર્યું તો ચોક્કસ હું ગુમરાહ લોકોમાં સામેલ થઈ જઈશ. પછી જ્યારે સૂર્યને ચમકતો જોયો તો કહ્યું કે આ મારો રબ છે. જ્યારે તે પણ આથમી ગયો તો કહ્યું, હે મારી કોમના લોકો ! હું એ વસ્તુઓથી વિમુખ છું જેમને તમે ખુદાના ભાગીદાર ઠરાવો છો. મેં મારું રુખ એકાગ્ર થઈને એ જાત તરફ ફેરવી લીધું, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું છે અને હું મુશ્રિકોમાંથી નથી."

(અનૂઆમ, આ. ૭૬-૭૯)

**૬. સૃષ્ટિની સુદૃઢ યોજના :**

એ જ પ્રમાણે ખુદાના અસ્તિત્વ અને તૌહીદનું એક સૌથી મોટું પ્રમાણ એ સુદૃઢ અને સાર્વત્રિક યોજના અને વ્યવસ્થા છે, જેને આ સૃષ્ટિના ખૂણે-ખૂણે આપણે જોઈએ છીએ કે સૃષ્ટિના એક-બીજાથી વિરોધી આ ભાગોના ઘર્ષણમાં ન માત્ર એ કે તમામ નાના-મોટા સજીવો-નિર્જીવો જીવી રહ્યા છે, બલ્કે પોતાની યોગ્યતાઓ અને શક્તિઓ અનુસાર

ફૂલીફાલી રહ્યા છે. એક તરફ એ સ્થિતિ છે કે એવું લાગે છે કે આ સૃષ્ટિની દરેક વસ્તુ નિરંકુશની જેમ પોતાની દિશામાં આગળ વધી રહી છે; ન તે કોઈ શક્તિશાળી વ્યવસ્થાની પાબંદ દેખાય છે, ન કોઈ ઉચ્ચ શક્તિને આધીન અને આજ્ઞાંકિત, પરંતુ પછી અચાનક આપણે જોઈએ છીએ કે કોઈ છૂપો હાથ તેમની લગામ ફેરવીને તેને એક દિશાથી બીજી દિશા પર લગાવી દે છે. કેટલી વાર આપણે જોઈ ચૂક્યા છીએ કે કેટલાક મોટા-મોટા આકાશી ગ્રહો કોઈ ખાસ દિશા તરફ વધતા જાય છે, અને જો તે એ જ દિશા તરફ વધતા જતા તો નિશ્ચિત હતું કે આપણી પૃથ્વી ટુકડે-ટુકડા થઈને રહી જતી. આ પ્રકારના દૃશ્યોને જોઈને ક્યારેક-ક્યારેક અવકાશ-વિજ્ઞાનીઓએ એ જાહેરાત પણ કરી દીધી કે ફલાણી મુદ્દતમાં આ પૃથ્વી ફલાણા અવકાશી ગ્રહથી ટકરાઈ જશે. પરંતુ જ્યારે તે નિર્ધારિત સમય આવ્યો, એકાએક આ ગ્રહે પોતાની દિશા એ રીતે બદલી નાખી કે જાણે કોઈ ઘોડેસવારે ઘોડાની લગામ ફેરવી દીધી અને એ મોટો ખતરો જે આપણી આ દુનિયાના માથા પર જ આવી ગયો હતો, એકાએક ટળી ગયો —

થી ખબર ગર્મ કે ગાલિબ કે ઉડેંગે પુરઝે,
દેખને હમ ભી ગયે થે, પર તમાશા ના હુઆ.

વિચાર કરો, આ ઘોડેસવાર કોણ છે? કોણ છે જેણે સૃષ્ટિના ભાગો અને વસ્તુઓ, ગ્રહો અને ઉપગ્રહોની લગામ પકડી રાખી છે? જે હદ સુધી ઇચ્છે છે તેને ઢીલ આપે છે અને પછી જ્યાં ઇચ્છે છે તેને રોકી લે છે, અને ત્યારબાદ તે એક ઇંચ પણ આગળ વધવાની હિંમત નથી કરી શકતા. શું આ કેવળ અકસ્માત છે? શું આ કોઈ આંધળી-બહેરી શક્તિઓની ઇચ્છાઓથી આ બધું થઈ રહ્યું છે? શું માથાની આંખો અને માણસના હૃદયને આ જવાબોથી સંતોષ અને સંતૃપ્તિ મળી શકે છે? કુર્આન આનો જવાબ આ આપે છે -

إِنَّ اللَّهَ يُمْسِكُ السَّمَاوَاتِ وَالْأَرْضَ أَن تَزُولَا ۚ وَلَئِن زَالَتَا إِنْ أَمْسَكَهُمَا مِنْ أَحَدٍ مِّن بَعْدِهِ ۚ إِنَّهُ كَانَ حَلِيمًا غَفُورًا

(અલ્લાહે આકાશો અને ધરતીને પકડી રાખ્યા છે કે પોતાની જગ્યાએથી ખસી ન જાય અને જો તેઓ ખસી જાય તો કોઈ તેના પછી તેમને પકડી રાખનાર નથી. નિઃશંક, તે ખૂબ જ સહનશીલ અને ક્ષમાશીલ છે.'' (સૂરઃ ફાતિર, આ. ૪૧) અને કોણ છે, જે આ જવાબની સચ્ચાઈનો ઇન્કાર કરી શકે છે?

આ તે યોજના અને વ્યવસ્થા છે, જે આ ભૌતિક જગતના ભાગો અને તત્ત્વોના દરમ્યાન આપણે જોઈએ છીએ. આનાથી આગળ વધીને જો આપણે આ સૃષ્ટિના નૈતિક બળોના ઘર્ષણ અને તેની સ્થિતિ અને પરિણામો પર વિચાર કરીએ તો ત્યાં પણ આ જ કાનૂન કાર્યરત નજરે પડે છે. એક અસત્ય વિચારધારા જન્મે છે, આ વિચારધારાના ધ્વજવાહકો ઊભા થાય છે, તેના આધારે એક અસત્ય આચાર-વિચારની વ્યવસ્થા, એક અસત્ય આર્થિક વ્યવસ્થા અને એક અસત્ય રાજકીય વ્યવસ્થાના ઢગલા ચઢતા જાય છે;

ત્યાં સુધી કે આશંકા થવા લાગે છે કે તેના વર્ચસ્વ હેઠળ દબાઈને સારા નૈતિક આચાર-વિચાર દમ તોડી દેશે. બીજી બાજુ આ અસત્ય વ્યવસ્થાને મહેતલ મળતી રહે છે; ત્યાં સુધી કે સમગ્ર દુનિયામાં ખૂણે-ખૂણે ફસાદ (બગાડ અને ઉપદ્રવ)ની કાળપ છવાઈ જાય છે, અને જગતના સુધારકો આ દુનિયાની પુનઃ સુધારણાથી નિરાશ થવા લાગે છે. પછી એકાએક એ સમય આવે છે કે કોઈ અદશ્ય હાથ પ્રગટ થઈને આ સમસ્ત અસત્ય વ્યવસ્થાને એ રીતે ઝંઝોડી નાખે છે કે તેની એકે-એક ઈંટ વિખેરાઈ જાય છે – حَتّٰٓى اِذَا اسْتَيْـَٔسَ الرُّسُلُ وَظَنُّوْٓا اَنَّهُمْ قَدْ كُذِبُوْا جَاۗءَهُمْ نَصْرُنَا (ત્યાં સુધી કે જ્યારે પયગંબરો કોમના ઈમાન લાવવાથી નિરાશ થઈ જાય છે અને કોમના લોકો અનુમાન કરવા લાગે છે કે તેમને જૂઠાં અઝાબની ધમકી આપવામાં આવી હતી, ત્યારે અમારી મદદ પહોંચી ગઈ.- સૂરઃ યૂસુફ, આ. ૧૧૯) બીજી જગ્યાએ ફરમાવ્યું – مَسَّتْهُمُ الْبَاْسَاۗءُ وَالضَّرَّاۗءُ وَزُلْزِلُوْا حَتّٰى يَقُوْلَ الرَّسُوْلُ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ مَتٰى نَصْرُ اللّٰهِ ۭ اَلَآ اِنَّ نَصْرَ اللّٰهِ قَرِيْبٌ (તેમના ઉપર સખ્તાઈઓ આચરવામાં આવે છે, મુસીબતો આવે છે, હચમચાવી નાખવામાં આવે છે, ત્યાં સુધી કે પયગંબરો અને તે લોકો જે તેમના સાથે ઈમાન લાવે છે, પોકારી ઉઠે છે કે અલ્લાહની મદદ ક્યારે આવશે. સાવધાન ! અલ્લાહની મદદ નજીક જ છે. – સૂરઃ બકરહ, આ. ૨૧૪)

આ પ્રમાણો પછી, કોણ છે જે એક પળ માટે પણ એવું માની શકે કે આ દુનિયા આપમેળે અસ્તિત્વમાં આવી ગઈ છે અને આપમેળે જ સ્થાયી છે અથવા એ અનુમાન કરી શકે કે આ વિભિન્ન ભાગો અને તત્ત્વો કોઈ ઉચ્ચતર શક્તિના આધીન નથી ? અથવા એવી કલ્પના કરી શકે કે આ ઉચ્ચતર શક્તિની બાદશાહી વિભાજિત છે ? અથવા એવું વિચારે કે આ દુનિયાને તેના સર્જનહારે પેદા કરીને આંધળા આખલાની જેમ છોડી દીધી છે, તેના ઉપર કોઈ ઉચ્ચતર નૈતિક મૂલ્યો લાગુ નથી ?

**૭. દરેક સામૂહિક વ્યવસ્થા માટે અનિવાર્ય છે કે સાર્વભૌમત્વ અવિભાજિત હોય :**

આ જગતનું પ્રગટ પાર્થિવ સ્થાયિત્વ એ વાતનું પ્રમાણ છે કે તેનો હાકેમ એક છે, જેની હાકેમિયત (સાર્વભૌમત્વ, બાદશાહી) અવિભાજિત છે. આપણે આપણાં સામૂહિક જીવનમાં કોઈ રાજકીય વ્યવસ્થાની કલ્પના ત્યાં સુધી નથી કરી શકતા, જ્યાં સુધી હાકેમિયતને કોઈ એક વિશેષ કેન્દ્રમાં કેન્દ્રિત ન કરીએ. હાકેમિયતના વિભાજનની સાથે કોઈ મજબૂત સામૂહિક વ્યવસ્થાની કલ્પના નથી કરી શકાતી. તમામ રાજકીય વ્યવસ્થાઓમાં લોકશાહી એ વ્યવસ્થા છે, જેણે હાકેમિયતને એક વ્યાપક વર્તુળમાં ફેલાવવાનો પ્રયત્ન કર્યો છે. જો કે તેમાં પણ એક એવા મુદ્દાનો સ્વીકાર કરવો પડે છે, જ્યાં તેની ફેલાયેલ હાકેમિયત સમેટાયેલ અને એકત્રિત હોય છે. જો આવું ન હોય તો તેનું અંધાધૂંધી, અરાજકતા અને ઉપદ્રવમાં વિખેરાઈ જવું નિશ્ચિત છે. આમ, એ વાત

ચોક્કસ છે કે હાકેમિયતના વિભાજનની સાથે કોઈ સામૂહિક વ્યવસ્થાની કલ્પના નથી કરી શકાતી. હવે વિચારો કે આ દુનિયા આટલા બધા વિભિન્ન ભાગોની બનેલી હોવા છતાં, ન કેવળ સ્થાયી છે, બલ્કે સંપૂર્ણ તાકાત, મજબૂતી અને દૃઢતાની સાથે કાયમ છે. તેમાં જુદા-જુદા ભાગોનો ટકરાવ પણ છે, વિરોધી વસ્તુઓ વચ્ચે ઘર્ષણ પણ છે, ભલાઈ અને બૂરાઈની લડાઈઓ પણ છે, પરંતુ આ દુનિયાની નાવ છે કે આ મોજાઓના તોફાનના અંદરથી બચતી અને પોતાને સંભાળતી અને કતરાઈને દૂર નીકળીને ચાલતી જઈ રહી છે, તે પણ એ ખૂબી અને સફાઈની સાથે કે માનવીની બુદ્ધિ દંગ રહી જાય છે. આ પરિસ્થિતિને આપણામાંથી દરેક નિહાળી રહ્યો છે, જે આ બાદશાહીની વ્યવસ્થા પર ચિંતન-મનન કરે છે. હવે પ્રશ્ન એ છે કે કઈ વાત બુદ્ધિથી નજીક છે? શું મુશ્રિકોની એ માન્યતા કે આકાશ અને જમીનના ઉપાસ્યો અલગ-અલગ છે કે પછી એ હકીકત કે એક જ છે જે આકાશોનો પણ ખુદા છે અને જમીનનો પણ? શું આ સૃષ્ટિથી એ વાતનું પ્રમાણ મળી રહ્યું છે કે પ્રકાશ અને અંધકારના અલગ-અલગ ઈલાહ (ઉપાસ્યો) છે અથવા એ વાતની કે પ્રકાશ અને અંધકાર બંનેને કાઢવાવાળો એક જ છે? શું એ વાત સાચી લાગે છે કે આ દુનિયા અસંખ્ય દેવતાઓનું એક રણમેદાન છે અથવા એ વાત સાચી લાગે છે કે આ તમામ વ્યવસ્થાઓનો વ્યવસ્થાપક અને પ્રબંધક એક માત્ર અને પ્રતાપી અલ્લાહ છે? જો પહેલી વાત સાચી છે તો કેમ આ વ્યવસ્થા વિખેરાઈ જતી નથી? અર્શવાળા (દિવ્ય રાજસિંહાસનવાળા) વિરુદ્ધ બળવો કેમ નથી થતો? હાકેમિયતના આવા વિઘટન, વિક્ષેપ, ભાગલા અને વેરવિખેરની સાથે આ એકતા અને એકત્વ કેમ સ્થપાયેલ છે? આ જ વાસ્તવિકતા છે, જે કુર્આન-કરીમે આરબોની સામે અને એ તમામ મુશ્રિક (બહુદેવવાદી) કોમોની સામે પ્રસ્તુત કરી છે, જેઓ આ સૃષ્ટિમાં કોઈને કોઈ સ્વરૂપે હાકેમિયત (સાર્વભૌમત્વ)ના વિભાજનને સ્વીકારે અને માને છે.

أَمِ اتَّخَذُوا آلِهَةً مِّنَ الْأَرْضِ هُمْ يُنشِرُونَ ۝ لَوْ كَانَ فِيهِمَا آلِهَةٌ إِلَّا اللَّهُ
لَفَسَدَتَا ۚ فَسُبْحَانَ اللَّهِ رَبِّ الْعَرْشِ عَمَّا يَصِفُونَ ۝

"શું આમણે ધરતીમાં અલગ-અલગ ઉપાસ્યો ઠેરવી લીધા છે કે તેઓ પેદા કરે છે? જો આકાશ અને ધરતીમાં અલ્લાહ સિવાય બીજા પણ ઉપાસ્યો હોત તો આ વેરવિખેર થઈ જતાં. બસ, અલ્લાહ અર્શ (રાજ-સિંહાસન)નો માલિક, પવિત્ર છે એ વસ્તુઓથી જે આ લોકો વર્ણવે છે." (સૂરઃ અંબિયા, આ. ૨૧-૨૨)

બીજી જગ્યાએ ફરમાવ્યું :

قُل لَّوْ كَانَ مَعَهُ آلِهَةٌ كَمَا يَقُولُونَ إِذًا لَّابْتَغَوْا إِلَىٰ ذِي الْعَرْشِ سَبِيلًا ۝
سُبْحَانَهُ وَتَعَالَىٰ عَمَّا يَقُولُونَ عُلُوًّا كَبِيرًا ۝

"કહી દો, જો તેના સાથે બીજા પણ ખુદા હોત, જેમ કે આ લોકો કહે છે, તો તે અર્શવાળાની સાથે ઝઘડાનો રસ્તો શોધતા. પવિત્ર છે તે અને ઉચ્ચતર છે એ વસ્તુઓથી જે આ લોકો કહે છે." (સૂરઃ બની ઈસરાઈલ, આ. ૪૨-૪૩)

**૮. સત્ય અને અસત્ય વચ્ચે ઘર્ષણ અને સત્યનું પ્રભુત્વ :**

કેટલીક કોમોને ખુદાની તૌહીદ, બલ્કે ખુદા વિશે ભ્રમ અને સંદેહ, બૂરાઈ અને અસત્યના અસ્તિત્વથી ઊભો થયો છે. તેમની નજર અસત્યના ફીણ પર અટકી ગઈ છે અને આ ફીણના નીચે જે સત્યનું માખણ હતું તે તેમને દેખાઈ શક્યું નહીં. પરિણામ એ આવ્યું કે તેઓ કાં તો મૂળેથી કોઈ વર્ચસ્વશાળી અને કૃપાળુ અને પવિત્ર અને ખુદાના અસ્તિત્વનો જ ઇન્કાર કરનારા બની ગયા, અથવા સ્વીકાર કર્યો તો એવી રીતે કર્યો કે આ દુનિયા અસંખ્ય ખૂંખાર દેવતાઓની લીલા છે, અને તેઓ તેમને પેદા કરીને, દૂર બેસીને તેમની તકલીફો અને મુસીબતો અને દુઃખો અને આફતોનો તમાશો જોઈ રહ્યા છે; અથવા તો પછી એવું કર્યું કે ભલાઈ અને બૂરાઈ તેમજ પ્રકાશ અને અંધકારના અલગ-અલગ ખુદા ઠરાવી લીધા અને દુનિયાને આ વિરોધી શક્તિઓનું એક રણમેદાન બનાવી લીધું. આ ગેરસમજ કોમોને કેવળ ચિંતન-મનનના અભાવ, ધીરજ અને સહનશીલતાની કમી અને બાહ્યાવલોકનના કારણે ઊભી થઈ. ન તેમણે આ દુનિયાની મૂળ પ્રકૃતિ અને સચ્ચાઈને ઓળખી અને ન સત્ય અને અસત્યના આ ઘર્ષણની અંદર સત્યના વર્ચસ્વને નિહાળ્યું. કુર્આને આ અંધશ્રદ્ધાઓનું ખૂબ વિસ્તૃત રૂપે ખંડન કર્યું છે. અમે તેની સાથે બીજા કેટલાક તથ્યોની તરફ ઇશારો કરવા માગીએ છીએ. કુર્આને આ દુનિયાના અસલી સ્વભાવની તરફ આ શબ્દોમાં સંકેત કર્યો છે :

أَنزَلَ مِنَ السَّمَاءِ مَاءً فَسَالَتْ أَوْدِيَةٌ بِقَدَرِهَا فَاحْتَمَلَ السَّيْلُ زَبَدًا رَّابِيًا ۚ
وَمِمَّا يُوقِدُونَ عَلَيْهِ فِي النَّارِ ابْتِغَاءَ حِلْيَةٍ أَوْ مَتَاعٍ زَبَدٌ مِّثْلُهُ ۚ كَذَٰلِكَ
يَضْرِبُ اللَّهُ الْحَقَّ وَالْبَاطِلَ ۚ فَأَمَّا الزَّبَدُ فَيَذْهَبُ جُفَاءً ۖ وَأَمَّا مَا يَنفَعُ النَّاسَ
فَيَمْكُثُ فِي الْأَرْضِ ۚ كَذَٰلِكَ يَضْرِبُ اللَّهُ الْأَمْثَالَ

"અલ્લાહે આકાશથી પાણી વરસાવ્યું, પરિણામે નીચાણવાળાં પ્રદેશો એક અંદાજ મુજબ વહી નીકળ્યા. એનાથી પૂરના ઉપર સપાટી પર ફીણ ઉભરી આવ્યા અને આ જ પ્રકારના ફીણ એ ચાંદી પર ઉભરી આવે છે, જેને આગમાં પીગળાવવામાં આવે છે, આભૂષણો કે કોઈ બીજો સામાન બનાવવા માટે. આ જ પ્રમાણે અલ્લાહ સત્ય અને અસત્યને ટકરાવે છે તો ફીણ ઊડી જાય છે, બાકી જે લોકોના ફાયદા માટે હોય છે તે જમીનમાં રહી જાય છે. આવા જ દૃષ્ટાંતો અલ્લાહ વર્ણવે છે." (સૂરઃ રા'દ, આ. ૧૭)

અર્થાત્, આ દુનિયાનો મૂળ સ્વભાવ એ છે કે જે પ્રમાણે એક સહૃદયી અને સૌમ્ય પ્રકૃતિનો માણસ માખીને હજમ નથી કરી શકતો, એ જ પ્રમાણે આ દુનિયા અસત્યને હજમ કરી શકતી નથી. તે દરેક ખૂણેથી અસત્યને છાંટતી રહે છે અને સત્ય અને લાભદાયકને સ્વીકારે છે. વરસાદ થાય છે અને નીચાણવાળા પ્રદેશો વહી નીકળે છે, તો આપણે જોઈએ છીએ કે પાણીની સપાટી ઉપર ફીણ ઉભરી આવે છે. પછી પાણી જમીનમાં ટકી જાય છે અને ફીણ સૂકાઈને હવામાં ઊડી જાય છે. એ જ રીતે તમે ચાંદીને ઘરેણું બનાવવા માટે તેને ભઠ્ઠીમાં પીગળાવો છો, તેનો મેલ અલગ થઈ જાય છે અને શુદ્ધ ચાંદી બાકી રહી જાય છે. આ જ આ દુનિયાની અસલી પ્રકૃતિ છે. આમાં કેવળ અસત્યનું અસ્તિત્વ નથી. અસત્ય જ્યારે પણ જોવા મળે છે, સત્યની સાથે ભળીને, જે પ્રમાણે સારા વૃક્ષો અને સારા પશુઓની સાથે નાના છોડ અને નાના જંતુઓ ચોંટી જાય છે, એ જ રીતે સત્યની સાથે અસત્ય ચોંટી જાય છે. તમે સંકુચિત દૃષ્ટિના કારણે આ નાના કીડાઓ અને નાના છોડોને જ અસલ સમજવા લાગો છો અને પછી કુદરતના અતિરેક અને અવિવેક પર વાંધાઓ ઉઠાવો છો; જ્યારે કે આ વાંધો કેવળ તમારી બકવાસ તથા મૂર્ખામી અને મંદબુદ્ધિનું પરિણામ છે. કુદરત દરેક બાજુ અત્યંત વિવેકશીલ અને સત્યપ્રિય છે. જો કોઈ રચનાથી રચયિતા કે સર્જનથી સૃષ્ટાના સ્વભાવ અને પ્રકૃતિનું અનુમાન લગાવી શકાય છે, તો દુનિયાની આ પ્રકૃતિને જોઈએ ખૂબ જ સરળતાથી આપણે એ પરિણામ પર પહોંચી શકીએ છીએ કે આ સૃષ્ટિનો સર્જનહાર સત્ય છે, સત્યને પસંદ કરે છે અને પોતાની વાણીથી સત્યને સ્થાપિત અને સાબિત કરે છે. આ જ વાસ્તવિકતા છે, જે આ શબ્દોમાં વર્ણવવામાં આવી છે :

لَوْ أَرَدْنَا أَن نَّتَّخِذَ لَهْوًا لَّاتَّخَذْنَاهُ مِن لَّدُنَّا إِن كُنَّا فَاعِلِينَ ۝ بَلْ نَقْذِفُ
بِالْحَقِّ عَلَى الْبَاطِلِ فَيَدْمَغُهُ فَإِذَا هُوَ زَاهِقٌ ۚ وَلَكُمُ الْوَيْلُ مِمَّا تَصِفُونَ ۝

"અમે આ આકાશ અને ધરતીને અને જે કંઈ તેમાં છે, કંઈ રમત માટે નથી બનાવ્યું. જો અમે કોઈ રમત કરવા ઈચ્છતા અને એવું જ કરનારા હોત, તો પોતાના પાસેથી જ કરી લેતા; બલ્કે અમે સત્યનો અસત્ય પર ફટકો લગાવીએ છીએ તો તે તેનું માથું ફાડી નાખે છે અને અસત્ય જોત-જોતામાં નાશ પામે છે, અને તમારા માટે વિનાશ છે એ વાતના કારણે જે તમે વર્ણવો છો." (સૂરઃ અંબિયા, આ. ૧૬-૧૮)

આ દુનિયામાં જે મુસીબતો અને આફતો છે, તે પણ એ વાતની દલીલ નથી કે આ દુનિયા ભિન્ન-ભિન્ન પ્રકૃતિ ધરાવતા દેવતાઓની રણભૂમિ છે. કુર્આને તમામ સુખ અને તમામ દુઃખોને એક જ તત્ત્વદર્શી અને પ્રભુત્વશાળી ખુદાની મરજી અને વિવેક અને તેમને કોમોના ચરિત્ર અને આચરણનું પરિણામ ઠેરવ્યું છે, અને અત્યંત વિગતવાર એ

સમજાવ્યું છે કે ક્યારેક આ આફતો એટલા માટે આવે છે કે જે અહંકારીઓ પોતાના વિદ્રોહમાં હદથી આગળ વધી ગયા છે, તેઓ આનાથી સચેત થઈ જાય અને પોતાની કમજોરી અને વિવશતાને અનુભવીને ખુદાની તરફ પાછા ફરે. ક્યારેક આ આફતો એટલા માટે આવે છે કે કોઈ વિદ્રોહી કોમ, જેના પર અલ્લાહત્‌આલાની હુજ્જત (દલીલ) પૂરી થઈ ગઈ છે, તેના દ્વારા તેનો નાશ કરી દેવામાં આવે. કેટલાક સંજોગોમાં સત્યનિષ્ઠોને પણ આવી આફતોનો સામનો કરવો પડે છે, જેથી તેમના ઈમાન અને વિશ્વાસ તેમજ ધૈર્ય અને નિર્ધારની પરીક્ષા થઈ શકે, નબળાઈઓ દૂર થાય અને ખૂબીઓ અને યોગ્યતાઓ કાર્યાન્વિત થાય. આ તમામ વાતોને કુર્આન-હકીમે વિભિન્ન શૈલીથી ખૂબ સ્પષ્ટતાપૂર્વક વર્ણવી છે, જેનાથી એ હકીકત આપણા સામે આવે છે કે જે રીતે રાત અને દિવસ, ઠંડી અને ગરમી બંને આ દુનિયાના ભૌતિક અસ્તિત્વ માટે સમાન રૂપે જરૂરી છે, એ જ રીતે બક્ષિસો અને ખુશહાલીઓની સાથે-સાથે મુસીબતો અને આપત્તિઓ પણ આ દુનિયાના નૈતિક અસ્તિત્વ અને આત્મિક જીવન માટે આવશ્યક છે, અને આ કદાપિ એ વાતનું પ્રમાણ નથી કે આ દુનિયામાં સર્જન અને વિસર્જન તથા કૃપા અને કોપના અલગ-અલગ દેવતા છે, બલ્કે કેવળ એક જ છે જે કૃપાળુ પણ છે અને તે જ બદલો લેવાવાળો પણ છે અને તેનું આ વેર પણ વાસ્તવમાં તેના ઈનામનું જ એક પાસું છે, જેમ કે કુર્આનમાં આ બાબતને સ્પષ્ટ કરવામાં આવી છે.

આ જ સ્થિતિ ગુનાઓ અને દુરાચારની પણ છે. આ પણ ખુદાની મરજીને આધીન છે, અને અલ્લાહત્‌આલાની સૌથી મોટી કૃપા જે માનવી ઉપર કરવામાં આવેલ છે, અર્થાત્ સ્વાધિકાર, તે તેના પ્રતાપ અને પ્રભુસત્તામાંથી છે. અલ્લાહત્‌આલાએ માનવીને નેકી અને બદીની ઓળખ આપીને તેની પરીક્ષા કરી છે. આ પરીક્ષાનો તકાદો છે કે માનવીને થોડીઘણી સ્વતંત્રતા આપવામાં આવે. આ સ્વતંત્રતાના કારણે માનવી નેકી અને બદી બંને માર્ગો અપનાવી શકે છે. પ્રથમ માર્ગ તેની પ્રકૃતિ અને સ્વભાવનો માર્ગ છે અને તેના પર તેનું ચાલવું અલ્લાહત્‌આલાને પસંદ છે. બીજો માર્ગ અપ્રાકૃતિક અને ખુદાથી બગાવતનો માર્ગ છે અને તેના પર ચાલવું અલ્લાહત્‌આલાને ખૂબ જ નાપસંદ છે. પરંતુ તે જેને ચાહે છે આ માર્ગ પર ચાલવાની મહેતલ આપે છે; કેમ કે આ મહેતલ વગર સ્વતંત્રતાની બક્ષિસ નિરર્થક બની જાય છે. માનવીની આ સ્વતંત્રતા ખુદાની બક્ષિસ અને તેની મરજીને આધીન છે, અને એવું અનિવાર્ય નથી કે જે વાત ખુદાની મરજીને આધીન હોય તે તેને પસંદ પણ હોય. તે હુજ્જત પૂરી કરવા એવા કાર્યો માટે પણ લોકોને ઢીલ આપે છે, જે સ્પષ્ટ રૂપે તેના સામે વિદ્રોહના હુકમમાં આવે છે. આમ, ભલાઈ હોય કે બૂરાઈ, બધું અલ્લાહ તરફથી જ છે. કોઈ વસ્તુ પણ તેની મરજી અને સત્તાના વર્તુળથી બહાર નથી. ન [illegible]ચાર અને અતિરેકનો દાવો સાચો છે, ન સર્વાધિકારનો.

સત્ય આ બંનેના વચ્ચે છે. તેની સમજૂતી ઈન્શાઅલ્લાહ તેના વિષયમાં આગળ આવશે.

ઉપરની વિગતથી એ વાત સાબિત થાય છે કે આ સૃષ્ટિમાં કેવળ બૂરાઈનું અસ્તિત્વ નથી. બૂરાઈ સત્યના પ્રતાપની હેસિયતે જોવા મળે છે અને સત્યની જ સેવા માટે છે. આમ, અનિવાર્યપણે આ સૃષ્ટિનો સર્જનહાર સત્ય છે અને સત્યને જ પ્રિય રાખે છે. ઉપરાંત, અહીંથી જ એ વાત આપોઆપ સિદ્ધ થઈ ગઈ કે ભલાઈ અને બૂરાઈ, પ્રકાશ અને અંધકાર, રાહત અને મુસીબત, નેકી અને બદી તથા સર્જન અને વિસર્જનના અલગ-અલગ દેવતા નથી; એક જ છે જેના આધીન આ સમગ્ર કારખાનું ચાલી રહ્યું છે.

૯. તૌહીદના ઈશારાઓ :

એ જ પ્રમાણે તૌહીદની અત્યંત મહત્ત્વની દલીલો એ રોચક અને સુંદર ઈશારાઓમાં મળે છે, જે આ સૃષ્ટિના વિભિન્ન દશ્યોમાં નિહિત છે, અને એ માત્ર એ લોકોને દેખાય છે જેઓ સુક્ષ્મદર્શી અને બોધ ગ્રહણ કરનારાં હૃદય ધરાવે છે. આ કુર્આની દલીલોનો એક વિશિષ્ટ પ્રકાર છે, જે તર્કની પકડથી બિલકુલ પર છે અને તેનાથી એ કોમો ખૂબ ઓછો ફાયદો ઉઠાવી શકે છે, જેમણે તર્ક અને દલીલની કૃત્રિમ રીતોના એદી બનીને ગ્રહણ કરવા અને સ્વીકારવા તથા વિશ્વાસ કરવા અને સચેત થવાના પ્રકૃતિદત્ત ગુણો ખોઈ નાખ્યા હોય, જે અલ્લાહત્આલાએ સૌમ્ય સ્વભાવના પ્રત્યેક માનવીને પ્રદાન કરેલ છે. આ ગુણો કેવળ એ કોમોમાં સુરક્ષિત રહે છે, જે સ્વભાવગત સાદગી પર કાયમ રહે છે અને એ રીતે તમામ કોમોમાં આરબવાસીઓને જે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત હતું તેની સૌને ખબર છે. આ જ કારણ છે કે આ લોકો ખૂબ જ સંવેદનશીલ હતા અને સંકેતો અને ઈશારાઓમાં તે બધું જ પામી લેતા હતા જે બીજા લોકો દળદાર પુસ્તકો વાંચીને પણ પામી શકતા નહોતા. જે લોકો અજ્ઞાનતાકાળના આરબ પ્રવચનકારો અને શાયરો-કવિઓના કલામ (વાણી) પર નજર રાખે છે, તેઓ તેમની રુચિથી સારી રીતે વાકેફ છે. તે લોકો વિતી ગયેલા પડાવના નષ્ટ થઈ ગયેલા એક-એક ચિહ્નોને એ રીતે સ્પષ્ટ કરે છે, તેનાથી એટલી હદે પ્રભાવિત થાય છે અને પછી તેના બોધપાઠો અને તેમાંના રહસ્યમય સંકેતો અને સંદેશાઓનું એટલું અસરકારક ચિત્ર પ્રસ્તુત કરે છે કે સાંભળનારાઓનાં હૃદય છલકાઈ જાય છે. કુર્આનથી અગાઉ તેમની આ દષ્ટિવાન રુચિ અને સહૃદયતા, જેના માટે અરબી સાહિત્યમાં સાચો શબ્દ 'توسم' (Regard attentively, Examine carefully, Watch closely) છે, માત્ર પ્રિયતમના ઘરના અવશેષો અને નિશાનીઓ સુધી સીમિત હતી અને નિશ્ચિતપણે તેનો પ્રભાવ પણ મામૂલી અને નિમ્ન સ્તરનો હતો. કુર્આને તેમની આ રુચિ અને સહૃદયતાને ઉત્પ્રેરિત કરી અને સૃષ્ટિના ચિહ્નો અને અજાયબીઓ અને તેના સંકેતોની વિશાળતાની તરફ તેમનું ધ્યાન આકર્ષિત કર્યું, જેનું પરિણામ એ આવ્યું કે જે કોમ વધારેમાં વધારે અમરુલ કૈસ અને ઝહીર જેવાં વ્યક્તિઓ

પેદા કરી શકતી હતી, તેના અંદરથી અબૂબક્ર સિદ્દીક અને ઉમર ફારૂક જેવી મહાન હસ્તીઓ ઉભરી.

આ ઈશારાઓ કુર્આનની તમામ પાયાની વાતો – તૌહીદ, રિસાલત આખિરતના સંદર્ભમાં સ્પષ્ટ કરવામાં આવી છે. અહીં બધાની વિગતો આપવાનો અવકાશ નથી. અમે માત્ર તૌહીદથી સંબંધિત એક ઈશારાની સમજૂતી આપીશું, જેથી તે બીજા ઈશારાઓ પર ચિંતન-મનન કરવા માટે ઉદાહરણરૂપ બને.[1]

સૂરઃ રા'દ (આ.૧૫-૧૬)માં ફરમાવ્યું છે :

وَلِلّٰهِ يَسْجُدُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ طَوْعًا وَّ كَرْهًا وَّظِلٰلُهُمْ بِالْغُدُوِّ
وَ الْاٰصَالِ ۩ قُلْ مَنْ رَّبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ قُلِ اللّٰهُ

''અને અલ્લાહને જ સિજદો કરે છે ઈચ્છા-અનિચ્છાએ જે આકાશોમાં છે અને જે જમીનમાં છે અને તેમના પડછાયા સવાર-સાંજ. પૂછો, કોણ છે આકાશો અને ધરતીનો રબ ? કહો : અલ્લાહ !''

طَوْعًا وَّ كَرْهًا નો અર્થ એ છે કે જેઓ પોતાની અંતઃપ્રેરણાથી ખુદાને સિજદો કરે છે તેઓ તો કરે જ છે, પરંતુ જેઓ પોતાની અંતઃપ્રેરણાથી ખુદાને નથી ઝૂકતા તેમને અનિચ્છાએ પણ ઝૂકવું પડે છે, અને ત્યારબાદ આ 'અનિચ્છાએ સિજદા'ની સમજૂતી કરી દીધી કે તેમના પડછાયા સવાર-સાંજ ખુદાને સિજદો કરે છે અને આ એક એવી વાસ્તવિકતા છે જેની અનુભૂતિ દરેક વ્યક્તિ પોતાની અંદર કરી રહ્યો છે.

આ સંક્ષેપની વિગત એ છે કે દરેક વસ્તુનો પડછાયો સૂર્યના પતનની સાથે સૂર્યની તદ્દન વિરુદ્ધ દિશામાં જમીન પર એ રીતે ઝૂકવાનું શરૂ કરે છે, જેમ કે એક રુકૂઅ કરનાર વ્યક્તિ ખુદાની આગળ ઝૂકે છે અને સૂર્યાસ્તની સાથે આ પડછાયો એ રીતે જમીન પર બિછાઈ જાય છે જે રીતે એક દંડવત પ્રણામ કરનાર વ્યક્તિ પોતાના ઉપાસ્યની સામે દંડવત પ્રણામ કરે છે, અથવા એક સિજદો કરનાર વ્યક્તિ ખુદાની સામે સિજદો કરે છે,

૧. સુષ્ટિના આ સાચા સંકેતો અને ઈશારાઓની કોઈ સીમા નથી. જે પ્રમાણે આપણે ઈસાઈઓને જોઈએ છીએ કે તેઓ પોતાના દેવળોની દરેક વસ્તુમાં પોતાની મુખ્ય આસ્થાને જુએ છે; જેમ કે જો ક્રોસ સામે છે તો ઈમારતના એકે-એક ખૂણામાંથી ક્રોસ દેખાશે, ત્યાં સુધી કે ફર્નિચર જેવી પણ કોઈ વસ્તુઓ હશે, બધી ક્રોસ હશે; ટેબલ, કલમદાની, પેન અને પેપરવેટ સુદ્ધાંથી ક્રોસનો પોકાર સંભળાતો રહેશે. એ જ પ્રમાણે અલ્લાહ-તૂઆલાએ આ સૃષ્ટિની દરેક વસ્તુમાં તૌહીદ અને આખિરતની હકીકતોને પ્રગટ કરી છે અને જ્યાં પણ માણસ ચિંતનાત્મક નજર નાખશે ત્યાંથી તેને તૌહીદ અને આખિરતની કોઈને કોઈ દલીલ મળી જશે. આને જ કેટલાક સૂફીસંતોએ કહ્યું છે : "ہر ورقے دفتریست معرفت کردگار" (દરેક પાનું એક કાર્યાલય છે અલ્લાહ સુધી પહોંચવાનું) પરંતુ ગાફેલ માણસ આટલી બધી દલીલો હોવા છતાં ખુદાની તૌહીદ તેમજ ન્યાય અને બદલાના દિવસ વિશે ભટકી રહ્યો છે.

અને પછી એક રાત્રિ-જાગરણ કરનાર બંદાની જેમ આખી રાત એ જ હાલતમાં પડ્યો રહે છે. પછી જ્યારે પરોઢ થાય છે તો આ પડછાયો ક્રમશઃ સૂર્યની તદ્દન વિરુદ્ધ દિશાથી ઉઠવાનું શરૂ કરે છે અને ધીમે-ધીમે પૂરેપૂરી રીતે ઊભા રહેવાની સ્થિતિમાં આવી જાય છે, જે રીતે એક નમાઝ પઢનાર વ્યક્તિ સિજદાથી કયામ (ઊભા રહેવાની) સ્થિતિમાં આવી ગયો હોય, અને પછી સૂર્યના પતનની સાથે રુકૂઅ અને સિજદાનો તબક્કો આવી જાય છે, જે ઉપર વર્ણવ્યો છે.

આ પરિસ્થિતિ અત્યંત મહત્ત્વની બે હકીકતોની સાક્ષી આપી રહી છે. એક એ કે આ સિજદો સૂર્યોપસનાથી તદ્દન વિપરીત છે. સૂર્ય જ્યારે પૂર્વથી ઊગે છે, દરેક વસ્તુનો સિજદો પશ્ચિમની તરફ હોય છે અને જ્યારે પશ્ચિમમાં આથમવા લાગે છે, દરેક વસ્તુનો સિજદો પૂર્વની તરફ હોય છે. કોઈપણ સમયે કોઈ વસ્તુ પોતાના પ્રાકૃતિક સિજદા વખતે સૂર્યની સમાનુરૂપ નથી હોતી. પછી જો એક માનવી, જે એક સ્વાધિકાર ધરાવતું સર્જન છે, ખુદાને સિજદો ન કરે, બલ્કે તેના સામે શેખી અને અહંકાર કરે અથવા સૂર્ય અને ચંદ્રને સિજદો કરે, તો તેનો અર્થ એ થયો કે તે સ્વયં તો ખુદાની સામે ઘમંડ કરે છે, પરંતુ તેના આખા અસ્તિત્વનો પડછાયો ખુદાની સામે બિછાઈ ગયો છે, અથવા તે પોતે તો સૂર્ય અને ચંદ્રની સામે સિજદો કરી રહ્યો છે, પરંતુ તેનો પડછાયો ઇબ્રાહીમી (એકેશ્વરવાદી) પ્રકૃતિ ધરાવે છે, જે નક્ષત્ર-પૂજાથી તદ્દન વિમુખ છે અને إِنِّي وَجَّهْتُ وَجْهِيَ لِلَّذِي فَطَرَ السَّمَاوَاتِ وَالْأَرْضَ حَنِيفًا وَمَا أَنَا مِنَ الْمُشْرِكِينَ[1] પર અમલ કરી રહી છે. સ્વાધિકારની સ્થિતિ અને પ્રાકૃતિક સ્થિતિની આ અસંબદ્ધતા 'من چه سرایم و طنبورهٔ من چه سراید'[2]નું ચરિતાર્થ છે.

આ જ દલીલને કુર્આને બીજી જગ્યાએ કંઈક ભિન્ન શબ્દોમાં વર્ણવી છે :

أَوَلَمْ يَرَوْا إِلَىٰ مَا خَلَقَ اللَّهُ مِن شَيْءٍ يَتَفَيَّأُ ظِلَالُهُ عَنِ الْيَمِينِ وَالشَّمَائِلِ
سُجَّدًا لِّلَّهِ وَهُمْ دَاخِرُونَ ۝

''શું આમણે જોઈ નથી એ વસ્તુઓને જે ખુદાએ પેદા કરી છે કે તેમનો પડછાયો કેવી રીતે અલ્લાહ સામે સિજદો કરતાં જમણે અને ડાબે પડે છે? અને તેઓ તેના આગળ ઝૂકેલા છે.'' (સૂરઃ નહ્લ, આ. ૪૮)

કુર્આનમાં આ પ્રકારના ઘણાં ઈશારાઓ છે અને દરેક ઠેકાણે તેનાથી તૌહીદ, આખિરત અને રિસાલતની ખૂબ જ મહત્ત્વની સચ્ચાઈઓની તરફ ધ્યાન અપાવ્યું છે. જે કોમો નાના અને મોટા કે સ્ત્રીલિંગ અને પુલ્લિંગના ક્રમ વિના વાતને સમજી શકતા નથી,

૧. મેં તો એકાગ્ર થઈને મારું મુખ એ હસ્તી તરફ કરી લીધું જેણે ધરતી અને આકાશોને પેદા કર્યા છે અને હું કદાપિ શિર્ક કરનારાઓ પૈકીનો નથી. (સૂરઃ અન્આમ, આ. ૭૯)
૨. હું શું કહું છું અને મારો તંબૂરો શું ગાય છે? (ફારસી કહેવત)

તેમના માટે નિઃશંક, આ ઈશારાઓમાં કોઈ બોધપાઠ નથી; પરંતુ આરબો જેવી સંવેદનશીલ કોમ આ પ્રકારના ઈશારાઓથી ન માત્ર એ કે ફાયદો ઉઠાવતી હતી, બલ્કે તેમનો અસલી બૌદ્ધિક અને વૈચારિક ખોરાક જ આ ઈશારાઓમાં હતો. આ વસ્તુ બુદ્ધિના પ્રશિક્ષણ માટે અત્યંત લાભપ્રદ છે અને પ્રભાવના સંદર્ભમાં તો સાંકેતિક ભાષા વિવરણની સરખામણીમાં હંમેશા ખૂબ જ અલંકારિક સમજવામાં આવે છે. આપણે હજારો પૃષ્ઠોને ઊલટ-પુલટ કરવાથી પણ આપણા હૃદય ઉપર એ અસર ઊભી નથી કરી શકતા, જે તુઘલકાબાદ અને મૃત દિલ્હીના ખંડેરો પર એક ઉપરછલ્લી નજર નાખીને કરી શકીએ છીએ :

از نقش و نگارِ در و دیوارِ شکستہ
آثار پدیداست صنادیدِ عجم را[1]



૧. જર્જરીત દીવાલો પરના ચિત્રો અને સુશોભન પ્રાચીન બાદશાહોના અવશેષો તરફ ઈશારો કરી રહ્યા છે.

# તૌહીદની દલીલો માનવીની પોતાની જાતમાં

માણસ પહેલા બાહ્ય ઉપર નજર નાખે છે. પછી જ્યારે બુદ્ધિ અને વિવેકમાં પાકટતા આવી જાય છે, પોતાની અંદર તરફ ધ્યાન આપે છે, અને આ વાત કેવળ ધ્યાન આપવા સુધી અટકી જાય છે, નહિં તો વાસ્તવમાં માનવીનું અંતર જ છે, જે તેના સામે બાહ્યને પણ ઉઘાડું કરી દે છે. આટલા દિવસથી પોતાના અંતરમનથી બેદરકારીનું કારણ એ નથી હોતું કે માનવીનું અંતરમન તેનાથી દૂર હોય છે. એનો અર્થ એ છે કે બાહ્ય જગતમાં ફેલાયેલ દલીલોનો પાયો વાસ્તવમાં માણસની પોતાની જાતમાં રહેલ દલીલો પર છે. આકાશ અને જમીનની દલીલોમાંથી કોઈ એક દલીલ એવી નથી કે જેનો આધાર માણસની પોતાની જાતના અંદરની કોઈ દલીલ પર ન હોય. આના ઉપર જ આપણા તમામ તર્કની ઈમારત ઊભી થાય છે. જો માણસની પોતાની જાતમાં રહેલ દલીલો ન હોત તો જે રીતે જડ વસ્તુઓ અને પશુ-પ્રાણીઓ માટે આ આખી દુનિયા ઘોર અંધકારમય છે, એ જ રીતે માણસ માટે પણ આ અંધકારમય હોત. તેથી કુંઠિત બુદ્ધિના જે લોકો આકાશ અને જમીનની નિશાનીઓ પર વિચાર નથી કરતા, તેમના માટે આ આખું જગત બિલકુલ વ્યર્થ અને નકામું છે, અને કુર્આને તેમને ચોપગાઓથી કે પશુઓથી પણ વધારે બુદ્ધિહીન અને મૂર્ખ ઠેરવ્યા છે.

હવે આપણે એ માનવીના અંતરમનની વાત કરીશું, જેની દલીલો આપણાથી ખૂબ નજીક પણ છે અને ખૂબ જ સ્પષ્ટ પણ, હૃદયંગમ પણ છે અને ઠોસ પણ; જેના તરફ કુર્આને આ શબ્દોમાં ધ્યાનાકર્ષિત કર્યું છે :

وَفِي الْأَرْضِ آيَاتٌ لِّلْمُوقِنِينَ ۝ وَفِي أَنفُسِكُمْ ۚ أَفَلَا تُبْصِرُونَ ۝

"અને ધરતીમાં નિશાનીઓ છે વિશ્વાસ કરનારાઓ માટે અને સ્વયં તમારી પોતાની જાતમાં પણ. શું તમે જોતા નથી ?" (સૂરઃ ઝારિયાત, આ. ૨૦-૨૧)

આ આયતની શૈલી જ કહી રહી છે કે માનવીની અંદરની દુનિયાની દલીલો ખૂબ નજીક પણ છે અને અત્યંત સ્પષ્ટ પણ. તેથી અલ્લાહતઆલાએ આશ્ચર્ય પ્રગટ કર્યું છે કે આ નિકટતા અને આ સ્પષ્ટતા છતાં તે માનવીને દેખાતી કેમ નથી ! આ તમામ

દલીલોનું આકલન કરવું માનવી માટે મુશ્કેલ છે. અમે કેવળ અમુક જ એવી દલીલોની તરફ ઇશારો કરીશું, જે કુર્આન-મજીદમાં વર્ણવવામાં આવેલ છે અને ખૂબ જ સ્પષ્ટ છે.

૧. પ્રાકૃતિક તબક્કો :

માનવીની પોતાની જાતની અંદરની તૌહીદની દલીલોમાં સૌપ્રથમ દલીલ એ છે, જેની સમજૂતી અમે 'હકીકતે શિર્ક'ના અંતિમ બે પ્રકરણોમાં કરી છે; અર્થાત્ માનવીના મનમાં એક વાસ્તવિક કૃપાળુની ચેતના સૌથી વધારે પ્રાચીન અને સૌથી વધારે સ્પષ્ટ છે. ત્યાં અમે વિજ્ઞાનના વિશેષજ્ઞોના એ દાવાનું ખંડન કર્યું છે કે માનવીના અંદર સૌથી વધારે પ્રાચીન લાગણી ભયની લાગણી છે, જે સૃષ્ટિના દશ્યોથી તેના મનમાં ઉત્પન્ન થાય છે અને પછી આનાથી જ તેમની ઇબાદતની કલ્પના પેદા થઈ, અને દલીલથી સાબિત કર્યું છે કે ભયની લાગણી એ વાતને અનિવાર્ય ઠેરવે છે કે આનાથી પહેલાં જીવન અને જીવનના સાધનોનું કૃપા હોવાની ચેતના માનવીમાં મોજૂદ હોય. જ્યાં સુધી જીવન અંગે કૃપા હોવાનો અહેસાસ ન હોય, ત્યાં સુધી તેના વિશે કોઈ આશંકાનો અહેસાસ તદ્દન નિરર્થક છે, અને કૃપાની ચેતના એક કૃપાળુની ચેતના માટે અનિવાર્ય છે તથા કૃપા અને કૃપાળુની ચેતના માનવીમાં કૃતજ્ઞતાની ભાવના અને તેની કલ્પના પેદા કરે છે. આ ભાવના ન તો કેવળ સામાન્ય પ્રચલિત નિયમો અને આદતની ઉપજ છે અને ન કેટલાક સામાજિક અને સાંસ્કૃતિક જીવનની બાહ્ય ઔપચારિકતાઓનું પરિણામ છે. પ્રાણીઓ સુદ્ધાંમાં આ ભાવના જોવા મળે છે. આપણે જે જાનવરોને આપણા ઘરોમાં પાળીએ છીએ, તેમના અંદર પણ આપણે પોતાની આંખોથી તેને જોઈએ છીએ. એક બિલાડીથી લઈને એક હાથી સુધી જેના પર પણ આપણે કોઈ ઉપકાર કરીએ છીએ, તે વિભિન્ન રીતે પોતાની કૃતજ્ઞતા અને આભારીપણું પ્રગટ કરે છે.

આ જ લાગણી સૌથી વધારે વિકસિત રૂપમાં માણસના અંદર મોજૂદ છે, જેને આપણે બીજા શબ્દોમાં 'અદ્લ' (to act justly and eqitably) કહીએ છીએ, જેના કારણે માનવીની એ સ્થિતિ છે કે જે માપદંડથી તેના માટે માપવામાં આવે છે, એ જ માપદંડથી તે બીજાને માપે છે, અને આ જ ન્યાય અને સમાનતાની ભાવનાએ શુદ્ધ ખુદાપરસ્તી અને તૌહીદનો પાયો નાખ્યો અને તે તૌહીદની અત્યંત મહત્ત્વની દલીલોમાંથી છે. આ પ્રાકૃતિક ન્યાયનો તકાદો એક તરફ તો એ છે કે અલ્લાહતઆલાના જે અનિવાર્ય હક્કો છે તેનો સંપૂર્ણપણે સ્વીકાર કરવામાં આવે અને બીજી તરફ તેનો તકાદો એ છે કે જે હક્કો ખુદા માટે અનિવાર્ય છે તેમાં વિના કારણ બીજાઓને ભાગીદાર ઠેરવવામાં ન આવે. તેને કુર્આનમાં 'ઝુલ્મે અઝીમ' (સૌથી મોટો ગુનો) અર્થાત્ સૌથી મોટો અન્યાય અને હક્કના હનનથી તુલના કરવામાં આવી છે, જેનો અર્થ બીજા શબ્દોમાં એ પણ થાય છે કે સૌથી મોટો ન્યાય તૌહીદ છે અને સૌથી મોટો જુલ્મ શિર્ક છે.

આ ન્યાયને કુર્આને માનવીય પ્રકૃતિના તબક્કાથી સરખાવેલ છે :

وَإِذْ أَخَذَ رَبُّكَ مِنْ بَنِي آدَمَ مِنْ ظُهُورِهِمْ ذُرِّيَّتَهُمْ وَأَشْهَدَهُمْ عَلَىٰ أَنْفُسِهِمْ •
أَلَسْتُ بِرَبِّكُمْ • قَالُوا بَلَىٰ ۛ شَهِدْنَا ۛ أَنْ تَقُولُوا يَوْمَ الْقِيَامَةِ إِنَّا كُنَّا عَنْ هَٰذَا غَافِلِينَ

''અને યાદ કરો તે સમય જ્યારે તમારા રબે આદમના સંતાનોથી, અર્થાત્ તેમની પીઠથી તેમના સંતાનોને અને તેમને સાક્ષી બનાવ્યા તેમના ઉપર, શું હું તમારો પાલનહાર નથી ? બોલ્યા : હા, અમે સાક્ષી છીએ. આ એટલા માટે કે તમે કયામતના દિવસે એમ ન કહો કે અમને તો આની કોઈ જાણ નહોતી.'' (સૂરઃ આ'રાફ, આ. ૧૭૨)

આ વચનની હકીકત પર અમે 'હકીકતે શિર્ક'ના છેલ્લા પ્રકરણમાં એક સંક્ષિપ્ત વિવરણ લખ્યું છે, જેના અમુક હિસ્સાની નોંધ અહીં કરીએ છીએ.

''કેટલાક લોકો આના ઉપર શંકા કરે છે કે શું ખબર આ પ્રકારનું કોઈ વચન લેવામાં આવ્યું છે કે નહીં ! અમને ન તો أَلَسْتُ بِرَبِّكُمْ ના પ્રશ્નની કાંઈ જાણકારી છે અને ન તો એ યાદ છે કે અમે بَلَىٰ કહીને કોઈ વચનની જવાબદારી લીધી છે ! આ બંને વાતો સાબિતી માગે છે. વિશેષતઃ જ્યારે કે તેનું મહત્ત્વ એટલું વધારે છે કે કયામતના દિવસે આ વચન દરેક મનુષ્ય પર હુજ્જત (દલીલ) હશે. પરંતુ આશ્ચર્ય છે કે લોકોને શું વાતની ખબર નથી ? એક માણસ પાણીના એક તુચ્છ ટીપાના સ્વરૂપમાં માતાના પેટમાં પડે છે. માતા, ન જાણે કેટલીય મુસીબતો વેઠીને અને કેટલાય દુઃખો ઉઠાવીને તેને પોતાના પેટમાં પાળે છે. પોતાના માંસ અને લોહીથી તેનું પાલન-પોષણ કરે છે. પછી જાનની બાજી લગાવીને એક માંસના લોથડાના સ્વરૂપમાં તેને જણે છે. પછી પોતાના શરીરના લોહીના એક-એક ટીપાને દૂધ બનાવીને તેને પીવડાવે છે અને વર્ષોના કષ્ટ અને પરિશ્રમ પછી તેને એ કાબેલ બનાવે છે કે તે જમીન પર ચાલી-ફરી શકે. તે પછી પિતાનો ત્યાગ, તેનો લગાવ અને તેની દેખભાળ અને પાલન-પોષણ તેમજ શિક્ષા-દીક્ષા અને નિરીક્ષણનો તબક્કો આવે છે, જે લાંબા ગાળા સુધી ચાલુ રહે છે. આ મુદ્દતમાં પિતા જે કંઈ પોતાના માટે ચાહે છે, તેનાથી વધારે પોતાના બાળક માટે ચાહે છે. તે પોતે ઓછું ખાય છે, જેથી બાળકને ખવડાવે. તે સ્વયં તકલીફ ઉઠાવે છે, જેથી બાળકને આરામ પહોંચાડી શકે. તે પોતે પોતાની જાન જોખમમાં નાખે છે, જેથી બાળક દરેક પ્રકારના ખતરાઓથી સુરક્ષિત રહે. માતાપિતાનાં પ્રેમ, લગાવ અને જાનની બાજી લગાવી દેવાની ભાવનાનો આ ક્રમ એક બાળકને પાળીપોષીને યુવાન બનાવે છે. જો

આમાંથી એક કડી પણ તૂટી જાય તો બાળકનું જીવન જ જોખમમાં પડી જાય. હવે કલ્પના કરો કે બાળક યુવાન હોય અને માતાપિતા ઘડપણે પહોંચી જાય, હવે આ મોહતાજ છે અને તેઓ નિસ્પૃહ છે; પરંતુ પુત્ર તેમનું કંઈ ધ્યાન નથી રાખતો અને કોઈ વ્યક્તિ તેને માતાપિતાના હક્કો અને કર્તવ્યોની યાદ દેવડાવે છે તો તે જવાબ આપે છે કે મને ખબર નથી કે માતાપિતાના પણ કોઈ અધિકારો અને તેમના પ્રત્યે કોઈ ફરજો હોય છે. મને આ પ્રકારની કોઈ ફરજ કે જવાબદારીની કંઈ જ ખબર નથી. મેં તો આ પ્રકારના કોઈ હક્કનો સ્વીકાર કર્યો નથી. તો શું તેનો આ જવાબ ઉચિત હશે ? દરેક વ્યક્તિ આવા પુત્રને નીચ અને અધમ કહેશે, કેમ કે તે એક એવો હક્ક અને એક એવી જવાબદારીનો ઇન્કાર કરી રહ્યો છે, જેનાથી વધારે પ્રમાણિત અને દઢપ્રતિજ્ઞ હક્ક અને જવાબદારી અન્ય કોઈ નથી. આ જવાબદારી દરેક પ્રકારના હક્કની સાથે લાગેલી હોય છે. તેના માટે કોઈ શિલાલેખની જરૂર નથી, કોઈ સાક્ષી વગર સાબિત અને પ્રમાણિત છે અને માગણી વગર સર્વસ્વીકૃત અને સર્વમાન્ય છે. આ વિશેષાધિકાર (Privilege) અને જવાબદારી (Responsibility)નું એવું પ્રાકૃતિક વચન છે, જેનાથી વધારે માનવીને કોઈ અન્ય વચન યાદ નથી.

આના જ આધારે એક પુરુષ એ સ્ત્રીના ભરણ-પોષણ અને ઇજ્જત-આબરૂ અને શીલની સુરક્ષાના હક્કનો સ્વીકાર કરે છે, જેનાથી તે લાભાન્વિત થાય છે. આના જ આધારે વ્યક્તિ પર પોતાના પરિવાર અને બિરાદરીની સલામતી અને સહાયતાનું કર્તવ્ય લાગુ થાય છે. આના જ આધારે એક શહેરની મ્યુનિસિપાલિટી પોતાના નાગરિકોની કમાણીમાં હિસ્સેદાર બને છે. આના જ આધારે એક રાજ્ય પોતાની પ્રજાથી માગણી કરે છે કે તેઓ પોતાના જ્ઞાન અને કાબેલિયત, પોતાનો સમય અને સ્વતંત્રતા તથા પોતાના જાન-માલમાં તેને ભાગીદાર બનાવે; અને જો રાજ્યનું અસ્તિત્વ કોઈ ખતરામાં પડી જાય તો પ્રજા તેની રક્ષા માટે પોતાનું બધું જ ન્યોછાવર કરી દે. હવે માની લો કે એક વ્યક્તિ કોઈ સ્ત્રીની ઇજ્જત-આબરૂ અને શીલનો માલિક તો બની ગયો, પણ તેના ભરણ-પોષણની જવાબદારી અને તેના હક્કો અને ફરજોથી ઇન્કાર કરે છે અને કહે છે કે મેં આવો કોઈ કરાર કર્યો નથી, અથવા કોઈ નાગરિક મ્યુનિસિપાલિટીની સડકો પર ચાલે તો છે, તેના સ્વાસ્થ્ય-વિભાગની વ્યવસ્થાથી ફાયદો તો ઉઠાવે છે, તેના પાર્ક, ઉદ્યાનો અને મેદાનોથી લાભાન્વિત તો થાય છે,

તેણે ચાલુ કરેલ વીજળીની લાઇટોથી પ્રકાશ પણ મેળવે છે, તેણે ઊભી કરેલ શિક્ષણ સંસ્થાઓથી ફાયદોય પ્રાપ્ત કરે છે; પરંતુ જ્યારે તેની માગણીઓનો સમય આવે તો જવાબ આપી દે કે હું આ જવાબદારી સ્વીકારતો નથી, અથવા આ જ પ્રમાણે કોઈ માણસ એક સલ્તનતમાં નાગરિકો તરીકેના અધિકારોથી લાભ તો ઉઠાવી રહ્યો છે, તેની શાંતિ અને ન્યાય વ્યવસ્થાથી ફાયદો પણ મેળવી રહ્યો છે, તેના કાયદો અને વ્યવસ્થાના કારણે એક સંપત્તિનો માલિક, પુત્રનો પિતા, પત્નીનો પતિ અને સલ્તનતનો નાગરિક તો બની ગયો છે, પણ જ્યારે સલ્તનતની માગણીઓનો સમય આવે તો કહી દે કે હું આ પ્રકારની કોઈ જવાબદારી સ્વીકારતો નથી, મેં તો આવો ભાર ઉઠાવવા અને આ પ્રકારના જોખમમાં પડવાનો ક્યારેય ઇકરાર કર્યો નહોતો; તો શું તેનો જવાબે સાચો હશે ? પત્ની કહેશે કે આ બહાનું ખોટું છે. જે દિવસે તેં મારી ઇજ્જત-આબરૂનો સ્વતંત્રતાથી ઉપયોગ કર્યો અને મેં મારું શરીર તને સોંપી દીધું, એ જ દિવસે તેં આ તમામ જવાબદારીઓ માટે મારાથી એક પાકો કોલકરાર કર્યો છે અને લોકો પણ પત્નીને સાચી અને પતિને જૂઠ્ઠો અને નીચ ઠેરવશે. આ જ સજા એક બિરાદરી પોતાના કાયર અને નિમકહરામ (કૃતઘ્ન) વ્યક્તિને આપશે. આ જ સજા મ્યુનિસિપાલિટી પોતાના કસૂરવાર નાગરિકને અને સરકાર પોતાના નિમકહરામ નિવાસીને આપશે, અને આખી દુનિયા આ સજાને બિલકુલ યોગ્ય અને ઉચિત ઠેરવશે; કેમ કે દરેક હક્કની સાથે જવાબદારીની અનિવાર્યતા એટલી સિદ્ધ અને સ્પષ્ટ છે કે આકાશનો સૂર્ય પણ એટલો નથી.

ત્યાં સુધી કે આ હક્ક અને જવાબદારીના પ્રાકૃતિક અને સાર્વત્રિક કાનૂનના આધારે આપણા ઘરમાં ઉછરેલ મુરઘી, આપણા તબેલામાં બાંધેલ ગાય અને ઘોડાઓ, આપણા બગીચામાં લાગેલા છોડ અને આપણી વાડીમાં ઊગેલા વૃક્ષોના આપણા ઉપર અધિકારો છે અને આપણે ખૂબ જ કંજૂસ વ્યક્તિ ઠરીશું જો આપણે તેમનો ઇન્કાર કરી દઈએ. આપણે જે મુરઘીના ઈંડા અને બચ્ચા ખાઈએ છીએ, અનિવાર્ય છે કે બિલાડીઓ અને કૂતરાઓથી તેની રક્ષા કરીએ. આપણે જે ગાયનું દૂધ પીએ છીએ અને જે ઘોડા પર સવાર થઈએ છીએ, આપણા ઉપર તેમનો હક્ક છે કે આપણે તેમને ઘાસચારો અને દાણાપાણી પૂરા પાડીએ. આપણે જે છોડના ફૂલથી સુવાસિત થઈએ છીએ અને જે વૃક્ષના ફળોનો રસાસ્વાદ કરીએ છીએ,

આપણા માટે ફરજિયાત છે કે તેમને સિંચીએ, તેમને ખાતર-પાણી આપીએ તથા ઠંડીની આફતો અને ગરમ લૂની મુસીબતોથી તેમને બચાવીએ. આપણે તેમના અધિકારોનો ઇન્કાર નથી કરી શકતા. આપણે જે દિવસથી તેમના અસ્તિત્વથી આનંદ અને રાહત પ્રાપ્ત કર્યા, તે દિવસથી જ તેમના હક્કોનો સ્વીકાર કરી લીધો છે. આ અહેસાસ અને જવાબદારીનું એ વચન છે, જે દરેક લાભાર્થી અને નફો પ્રાપ્ત કરનાર ઉપર આપોઆપ લાગુ થઈ જાય છે અને માનવીની પ્રકૃતિ અને દુનિયાના પ્રચલનમાં આનાથી વધારે કોઈ વસ્તુ મહત્ત્વની અને પ્રતિષ્ઠિત નથી.

હવે વિચારો કે જ્યારે આપણે માતાપિતાના હક્કોનો ઇન્કાર નથી કરતા, તો તેમનાથી અનેકગણો તેનો હક્ક છે જેણે માતાપિતાને પેદા કર્યા. જ્યારે આપણા માટે પત્નીના અધિકારોથી ઇન્કારની ગુંજાશ નથી, તો તેના અધિકારથી કેવી રીતે ઇન્કાર સંભવ છે, જેણે પુરુષની શાંતિ માટે સ્ત્રીને અસ્તિત્વ પ્રદાન કર્યું ! જ્યારે આપણે પરિવાર અને બિરાદરી, બાદશાહ અને સલ્તનતના હક્કોને માનીએ છીએ, તો તે, જેણે પરિવાર અને બિરાદરીને અસ્તિત્વ બક્ષ્યું, જેણે બાદશાહી અને સલ્તનતની એકતા અને સંગઠન માટે માનવીની પ્રકૃતિમાં તેની તરફદારીનો પ્રેમ તથા સામૂહિકતાની ભાવના પ્રદાન કરી, તેમનાથી ખૂબ વધારે એ વાતનો હક્કદાર છે કે આપણે તેને ઈશ્વર, સ્વામી અને પ્રભુ માનવાના તેનાથી કરેલ વચનનો ઇકરાર કરીએ. જ્યારે આપણે મુરઘી અને બિલાડી સુદ્ધાંનો હક્ક માનીએ છીએ, ગાય અને ઘોડા સુદ્ધાંથી તેમના અધિકારો અંગેના મૌન કરાર અને જવાબદારીનો સ્વીકાર કરીએ છીએ, તો છેવટે તેના વચનથી આપણને કેમ ઇન્કાર હોય, જેણે ગાય અને ઘોડા, રણ અને ઉપવન, નદી અને સમુદ્રો, સૂર્ય અને ચંદ્ર, હવા, પાણી અને અગ્નિ અને માટી બધાને અસ્તિત્વ પ્રદાન કર્યું અને સૌને આપણી હસ્તીના સ્થાયીત્વ માટે સાનુકૂળ અને લાભપ્રદ બનાવ્યા ?

આ વિવરણથી એ સાબિત થાય છે કે ન્યાય માનવીની પ્રકૃતિ છે, અને આ પ્રકૃતિનો તકાદો એ છે કે માનવી પોતાના કૃપાળુના હક્કોનો ઇકરાર કરે. કૃપાળુનો સૌથી મુખ્ય હક્ક એ છે કે તેની કૃતજ્ઞતા વ્યક્ત કરવામાં આવે, અને તેમાં કોઈ બીજાને ભાગીદાર બનાવવામાં ન આવે. આ જ હકીકત છે, જે કેટલીક હદીસોમાં આ પ્રમાણે નોંધવામાં આવી છે કે બંદા પર ખુદાનો સૌથી મુખ્ય હક્ક એ છે કે કોઈને તેનો ભાગીદાર ઠેરવવામાં ન આવે. આ દલીલ છે, જે હઝરત ઇબ્રાહીમ અલૈ.એ વર્ણવી છે :

وَاتْلُ عَلَيْهِمْ نَبَاَ اِبْرٰهِيْمَ ۘ اِذْ قَالَ لِاَبِيْهِ وَقَوْمِهٖ مَا تَعْبُدُوْنَ ۝ قَالُوْا نَعْبُدُ اَصْنَامًا
فَنَظَلُّ لَهَا عٰكِفِيْنَ ۝ قَالَ هَلْ يَسْمَعُوْنَكُمْ اِذْ تَدْعُوْنَ ۙ اَوْ يَنْفَعُوْنَكُمْ اَوْ يَضُرُّوْنَ ۝
قَالُوْا بَلْ وَجَدْنَآ اٰبَآءَنَا كَذٰلِكَ يَفْعَلُوْنَ ۝ قَالَ اَفَرَءَيْتُمْ مَّا كُنْتُمْ تَعْبُدُوْنَ ۙ
اَنْتُمْ وَاٰبَآؤُكُمُ الْاَقْدَمُوْنَ ۖ فَاِنَّهُمْ عَدُوٌّ لِّيْٓ اِلَّا رَبَّ الْعٰلَمِيْنَ ۙ الَّذِيْ خَلَقَنِيْ
فَهُوَ يَهْدِيْنِ ۝ وَالَّذِيْ هُوَ يُطْعِمُنِيْ وَيَسْقِيْنِ ۙ وَاِذَا مَرِضْتُ فَهُوَ يَشْفِيْنِ ۖ
وَالَّذِيْ يُمِيْتُنِيْ ثُمَّ يُحْيِيْنِ ۙ وَالَّذِيْٓ اَطْمَعُ اَنْ يَّغْفِرَ لِيْ خَطِيْٓـَٔتِيْ يَوْمَ الدِّيْنِ ۝

''અને સંભળાવો આ લોકોને ઇબ્રાહીમનો કિસ્સો, જ્યારે તેણે પોતાના પિતાથી અને પોતાની કોમથી કહ્યું : આ તમે લોકો કઈ વસ્તુની પૂજા કરી રહ્યા છો ? બોલ્યા : અમે મૂર્તિઓને પૂજીએ છીએ અને નિરંતર પૂજતા રહીશું. પૂછ્યું : શું આ સાંભળે છે, જ્યારે તમે તેમને પોકારો છો ? શું આ તમને કોઈ નફો કે નુકસાન પહોંચાડે છે ? બોલ્યા: બલ્કે અમે અમારા બાપદાદાઓને આવું જ કરતા જોયા છે. કહ્યું : જરા જુઓ તો એમને જેમને તમે પૂજતા રહ્યા છો, તમે અને તમારા પૂર્વજો, આ સૌ તો મારા દુશ્મન છે; પણ સૃષ્ટિના રબ સિવાય, જેણે મને પેદા કર્યો અને પછી માર્ગદર્શન પ્રદાન કર્યું છે અને ખવડાવતો-પીવડાવતો રહ્યો છે, અને જ્યારે હું બીમાર પડું છું તો મને સાજો કરે છે અને જે મને મારશે અને પછી ફરી જીવતો કરશે અને જેનાથી મને આશા છે કે બદલાના દિવસે પણ મારા ગુનાઓ માફ કરશે.'' (સૂરઃ શુઅ્રા, આ. ૬૯-૮૨)

અર્થાત્ એક કૃપાળુ હસ્તી, જેણે પેદા કર્યા, અને પેદા કરીને આમ જ છોડી ન દીધા, બલ્કે આપણને પ્રાકૃતિક અને પછી સંચેતના (ઇલ્હામ) દ્વારા માર્ગદર્શન બક્ષ્યું; જેણે આપણને ખવડાવ્યું-પીવડાવ્યું; જેણે આપણને બીમારી પછી તંદુરસ્તી પ્રદાન કરી, જે આપણને મૃત્યુ આપે છે અને પછી આપણા કર્મોનો બદલો આપવા માટે આપણને ફરીથી જીવંત કરશે અને જેની દયા અને કૃપાથી આશા છે કે તેનો મામલો આખિરતમાં પણ આપણા સાથે સારો હશે; નિઃશંક તે એ વાતની હક્કદાર છે કે તેની બંદગી કરવામાં આવે. તેની દલીલ અને સાક્ષી આપણા પાસે મોજૂદ છે. આપણા અંદર રહેલ પ્રાકૃતિક ન્યાયની ભાવના તકાદો કરે છે કે આપણે કૃપાળુના ઉપકારનો હક્ક તેની કૃતજ્ઞતાના સ્વરૂપે અદા કરીએ, અને આ જ ન્યાયનો તકાદો છે કે જે હક્ક અલ્લાહત્આલાનો છે, કોઈ દલીલ વગર તેમાં કોઈને ભાગીદાર ન બનાવીએ. તેના હક્કમાં કોઈને ભાગીદાર બનાવવાનું કૃત્ય અંતિમ પ્રકારનો અન્યાય અને ખૂબ જ સ્પષ્ટ સૌથી મોટો જુલ્મ છે.

૨. જ્ઞાન અને વિશ્વાસની સ્વાભાવિક અભિલાષા :

માનવીની પ્રકૃતિની બીજી મહત્ત્વની ખાસિયત એ છે કે તે સ્વાભાવિક રૂપે અજ્ઞાનતાના બદલે જ્ઞાન તથા અચરજ અને ઉદ્વિગ્નતાને બદલે વિશ્વાસ અને આત્મસંતોષને પસંદ કરે છે. માનવી એ વાતને સહન નથી કરી શકતો કે તેના સામે સૃષ્ટિનો કોઈ ઉકેલ ન હોય, તેના આરંભ અને અંજામ વિશે તે તદ્દન અંધકારમાં હોય, તે પોતાના અસ્તિત્વ તથા તેની નેકી અને બદીથી બિલકુલ અજાણ હોય, કંઈ ન જાણે કે ક્યાંથી આવ્યો છે, ક્યાં જશે, પોતાની સાથે શું મામલો કરે અને બીજાઓની સાથે કેવી રીતે જીવન વિતાવે ? તેની પ્રકૃતિનો તકાદો છે કે આ તમામ સવાલો પર વિચાર કરે, તેનો હલ શોધે અને દરેક પર હકારાત્મક કે નકારાત્મક કોઈ નિર્ણય લાગુ કરે. તે એ તો કરી શકે છે કે કોઈ સવાલનો કોઈ ખોટો ઉકેલ ઊભો કરી લે અને તેના પર જામી જાય. પરંતુ એ નથી કરી શકતો કે આ સવાલોનો તેને કદી સામનો જ ન થાય. માનવી માટે અજ્ઞાનતા અને અંધકારમાં ભટકતા રહેવું અસંભવ છે.

માનવીની આ જ એ પ્રાકૃતિક તડપ છે, જેના કારણે તે જિજ્ઞાસાના જુદા-જુદા જંગલોમાં ઠોકરો ખાતો રહે છે અને ક્યારેક તો તે કોઈ સાચી વસ્તુ ન મેળવીને ખોટી વસ્તુ જ અપનાવી લે છે. પરંતુ એવું કદાપિ નથી થયું કે તે આ પ્રશ્નોથી બિલકુલ બેપરવા થઈને બેસી રહ્યો હોય. આ એક પ્રાકૃતિક તરસ છે, જેનું શમવું જરૂરી છે અને જે વસ્તુથી આ તરસ બરાબર શમી જાય તે જ તેનો સાચો જવાબ છે. આ તરસ કેવળ અલ્લાહ પર ઈમાનથી શમે છે. તેના સિવાય બીજી વસ્તુઓ કેવળ અપ્રાકૃતિક બહાનાઓ છે, જેનાથી મનો-મસ્તિષ્કને ધોકો તો આપી શકાય છે, પણ શાંતિ અને સંતોષ પ્રાપ્ત થઈ શકતો નથી. શાંતિ કેવળ અલ્લાહને માનવામાં જ છે - أَلَا بِذِكْرِ اللَّهِ تَطْمَئِنُّ الْقُلُوبُ (સાવધાન ! માત્ર અલ્લાહની યાદથી જ દિલોને શાંતિ મળે છે. - સૂરઃ રા'દ, આ.૨૮) આ જ એ પ્રકાશ છે, જેના ચમકતાં આ આખું જગત અને તેનો બધો જ આરંભ અને અંત ખુલી જાય છે - اللَّهُ نُورُ السَّمَاوَاتِ وَالْأَرْضِ (અલ્લાહ આકાશો અને ધરતીનો પ્રકાશ છે. - સૂરઃ નૂર, આ. ૩૫) તેને પામી લીધા પછી માનવીના બધા પ્રશ્નો ઉકેલાઈ જાય છે. હવે તે સૃષ્ટિના આરંભ અને અંતની કલ્પના કરી શકે છે, આ વિશાળ જગતમાં પોતાની હસ્તીનું સ્થાન શું છે તે નિર્ધારિત કરી શકે છે અને જાણી શકે છે કે તેણે શું કરવું જોઈએ ? હવે તેના માટે નૈતિક મૂલ્યો, આર્થિક નિયમો, રાજકીય બંધારણ બધું જ નક્કી થઈ શકે છે. હવે તે પોતાના ભૂતકાળ અને ભવિષ્ય બંને વિશે ઉચ્ચ દીર્ઘકાલીન પરિબળો અંગે કોઈ નિર્ણય કરી શકે છે, કેવળ અટકળના તીર-તુક્કા નહીં ચલાવે. હવે તેને પોતાની બુદ્ધિ અને સમજબૂઝ અંગે બદગુમાની પણ નહીં રહે અને પોતાને નિરાશા અને તિરસ્કારની નજરથી પણ નહીં જુએ, અને જે રસ્તે જે કદમ પણ મૂકશે તે અત્યંત મજબૂત અને દૃઢ હશે.

ત્યારબાદ જો કોઈ વ્યક્તિ આ ઉકેલને એ કારણસર સ્વીકારતો નથી કે સંભવ છે, તેની બુદ્ધિ અને સમજદારી તેને ધોકો આપી રહી છે, તો તે સૌથી ખરાબ પ્રકારની અંધશ્રદ્ધા અને નાસ્તિકતા છે. નિઃશંક માનવીની ઇંદ્રિયો ભૂલ કરી નાખે છે, પણ તે ભૂલ કરવા માટે નથી બની. નિઃશંક આપણી બુદ્ધિ ક્યારેક પરિણામ તારવવામાં ચૂકી જાય છે, પણ નિશ્ચિત રૂપે તે માનવીને ધોકો આપવા માટે નિયુક્ત નથી. આ સાચું છે કે માનવીઓના અભિપ્રાયો અને તેમનાં નિર્ણયોમાં ખૂબ જ મોટો તફાવત છે, પણ તેમનાં અંદર સંમતિના જે પાસાઓ છે, તેની અવગણના કરવી સ્પષ્ટ સચ્ચાઈનો ઇન્કાર છે. આ શંકા અને દ્વિધા માનવીની પ્રકૃતિથી તદ્દન વિરુદ્ધ છે. આ એક કૃત્રિમ સ્થિતિ છે, જે ઔપચારિકતામાં માનતા માનવીએ અપનાવી છે, નહિં તો તેના જીવનનું એક-એક કાર્ય તેના વિશ્વાસનું સાક્ષી છે. તે વિશ્વાસ પર મજબૂર છે અને વિશ્વાસ વગર એક ડગલું પણ આગળ વધી શકતો નથી. તે એક لَا أَدْرِي કહેવામાં પોતાની વિભિન્ન શ્રદ્ધાઓ અને માન્યતાઓનું એલાન કરે છે અને તેની તમામ શ્રદ્ધાઓમાં સૌથી મોટી શ્રદ્ધા એ હસ્તી પર વિશ્વાસ છે, જેની સાક્ષી તેને પોતાની જાતમાં અને પોતાનાથી બહાર બાહ્ય જગતમાં મળી રહી છે અને જેને માન્યા વગર આ આખું જગત ઘોર અંધકાર છે, અને માનવી માટે અસંભવ છે કે તે અંધકાર પર રાજી અને ખુશ થઈ શકે, સિવાય એ કે તે પોતાની પ્રકૃતિને વિકૃત કરી નાખે. આમ, ખુદાના અસ્તિત્વ અને તેનું તમામ ઉચ્ચ ગુણોથી સજ્જ હોવાની સૌથી મોટી સાક્ષી એ છે કે તેના વગર માનવીને આ સૃષ્ટિના કોયડાનો અને સ્વયં પોતાની હસ્તીનો કોઈ ઉકેલ નથી મળતો. માત્ર આ જ એક ઉકેલ છે, જે સંતોષકારક છે, જેનાથી બધી ગૂંચ ઉકેલાઈ જાય છે. આ ઉકેલની ચોકસાઈ અને સચ્ચાઈની સૌથી મોટી સાબિતી એ છે કે હૃદયની તડપનો આ સૌથી સાચો જવાબ અને બુદ્ધિની જિજ્ઞાસાનો ખરો હેતુ છે. તેના માટે કોઈ અન્ય તાર્કિક અને કૃત્રિમ દલીલની આવશ્યકતા નથી, કેમ કે દલીલ ત્યાં જ કામ આવે છે, જ્યાં દલીલ મૂળ દાવાથી સ્પષ્ટ થાય. અહીં તો સ્વયં દાવો જ એટલો સ્પષ્ટ છે કે કોઈ દલીલ તેનાથી વધારે સ્પષ્ટ નથી.

આમ, એક ખુદાને માનવું, જે તમામ ઉત્તમ ગુણોનો માલિક છે, માનવીની પ્રકૃતિ છે. આ સત્ય છે. આના પછી જો કોઈ વ્યક્તિએ બીજા કેટલાક ખુદા પણ બનાવી લીધા છે, તો તે અજ્ઞાનતા અને ગુમરાહી છે; કેમ કે એક ખુદાને માની લીધા પછી પ્રકૃતિનો તકાદો પૂરો થઈ જાય છે. હવે આનાથી વધારે બીજી કોઈ વસ્તુને માનવું એક હકીકત પર બિનજરૂરી વધારો છે અને આ ખુલ્લી અજ્ઞાનતા છે – فَمَاذَا بَعْدَ الْحَقِّ إِلَّا الضَّلَالُ[૧]. આ જ કારણે કુર્આને ઠેક-ઠેકાણે ફરમાવ્યું છે કે જે લોકો ખુદાની સાથે કોઈ બીજાને ભાગીદાર બનાવે છે, તેમના પાસે કોઈ દલીલ નથી. અર્થાત્, એક ખુદાને માનવું તો એટલા માટે

૧. સત્ય પછી પથભ્રષ્ટતા સિવાય બીજું શું બાકી રહી ગયું ? - સૂરઃ યૂનુસ, આ. ૩૨

જરૂરી છે કે માનવીય પ્રકૃતિ તેના વગર શાંતિ પ્રાપ્ત કરી શકતી નથી. આની સાક્ષી તેની પોતાની જાતમાં અને બાહ્ય જગતમાં મોજૂદ છે. તેના સાથે બીજાઓને ખુદાઈ (ઈશ્વરત્વ, પ્રભુતા)માં ભાગીદાર બનાવવા તદ્દન ખોટી વાત છે :

فَتَعٰلَى اللّٰهُ الْمَلِكُ الْحَقُّ ۚ لَآ إِلٰهَ إِلَّا هُوَ ۚ رَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ۝ وَمَنْ
يَّدْعُ مَعَ اللّٰهِ إِلٰهًا اٰخَرَ ۙ لَا بُرْهَانَ لَهٗ بِهٖ ۙ فَإِنَّمَا حِسَابُهٗ عِنْدَ رَبِّهٖ ۭ
إِنَّهٗ لَا يُفْلِحُ الْكٰفِرُوْنَ ۝

''ઉચ્ચ અને મહાન છે અલ્લાહ, સાચો સમ્રાટ, કોઈ ઉપાસ્ય નથી તેના સિવાય, માલિક છે મહાન સિંહાસનનો; અને જો કોઈ અલ્લાહ સાથે બીજા કોઈ ઉપાસ્યને પોકારે, જેના માટે તેના પાસે કોઈ દલીલ નથી, તો તેનો હિસાબ તેના રબ પાસે છે. આવા કાફિરો કદાપિ સફળતા પામી શકતા નથી.'' (સૂરઃ મુ'મિનૂન, આ. ૧૧૬-૧૧૭)

અર્થાત્, એક ખુદાની સાક્ષી તો માનવી પોતાની અંદર અને બહારથી જોઈ રહ્યો છે, તેથી તેને સાંભળવી એ બુદ્ધિ અને પ્રકૃતિનો તકાદો છે. પરંતુ તેના સિવાય જો કોઈ બીજાને પણ તે ખુદાઈમાં ભાગીદાર ઠેરવે છે, જેની કોઈ દલીલ નથી, તો આ માનવીનું દુર્ભાગ્ય છે. આ આયતથી ખ્યાલ આવે છે કે એક મુશ્રિક (અનેકેશ્વરવાદી)ની તુલનામાં તૌહીદને માનનારાનું કામ એ નથી કે તે ખુદાનો સ્વીકાર કરે અથવા ખુદાના ભાગીદારોના ખંડન માટે દલીલો પ્રસ્તુત કરે, કેમ કે મુશ્રિક ખુદાને તો માને જ છે, આ વસ્તુ મુશ્રિક અને તૌહીદને માનનારા વચ્ચે સમાન છે, બાકી રહ્યા ખુદાના ભાગીદારો જે તેણે પોતાની મરજીથી માની લીધા છે, તો સૌથી પહેલાં તેના પુરાવા અને દલીલોની આવશ્યકતા છે, ન કે તેના ખંડનની દલીલોની. તેના ખંડન માટે તો એ દલીલ જ પર્યાપ્ત છે કે તેની કોઈ સાબિતી મોજૂદ નથી.

### ૩. માનવીય પ્રકૃતિની બુલંદી :

તૌહીદની એક મહત્ત્વની દલીલ, જે માનવીની પોતાની જાતમાં છે, તે માનવીય પ્રકૃતિની ઉચ્ચતા અને બુલંદી છે. માનવી સ્વાભાવિક જ અપમાન, અનુસરણ તથા બંદગી અને ગુલામીથી નફરત કરે છે, અને સરદારી અને સન્માનનો ઇચ્છુક હોય છે. તે જ્યારે પોતાની શક્તિઓ અને યોગ્યતાઓની કરામત જુએ છે, તો અનુભવે છે કે આ સમગ્ર સૃષ્ટિમાં એક વસ્તુ પણ નથી જે તેની બરાબરી કરી શકે. આ ઉચ્ચ અને શ્રેષ્ઠ હોવાના અહેસાસનું એક મુખ્ય મનોવૈજ્ઞાનિક કારણ એ છે કે તે 'અશ્રફુલ મખ્લુકાત' (સર્વશ્રેષ્ઠ સર્જન) અને ખુદાનો ખલીફા (નાયબ, Vicegerent) છે, અને સ્વભાવિક જ આ શ્રેષ્ઠતા અને તેની ખિલાફતની ભાવના લઈને તે આ દુનિયામાં આવ્યો છે. જો આ સ્થાન અને

હોદ્દા અનુસાર તેનામાં શ્રેષ્ઠતા અને ઉચ્ચતાની ભાવના મૂકવામાં ન આવી હોત તો નિશ્ચિતપણે તે આ હોદ્દા અને સ્થાનની જવાબદારીઓ નિભાવી ન શકતો. આ હકીકત ખૂબ સુંદર રીતે ....إِنَّا عَرَضْنَا الْأَمَانَةَ عَلَى السَّمٰوٰتِ وَالْأَرْضِ[1] માં વર્ણવવામાં આવી છે, પણ અહીં તેના ઊંડાણમાં જવાની ગુંજાશ નથી. આ જ અહેસાસ છે જેના કારણે આપણે જોઈએ છીએ કે માનવી ક્યારેક ખુદાઈનો, પોતાના પ્રભુ અને ભગવાન હોવાનો દાવો કરી બેસે છે. ક્યારેક أَنَا رَبُّكُمُ الْأَعْلٰى[2] તો ક્યારેક أَنَا أُحْيِي وَأُمِيتُ[3] નો અહંકાર અને ઉદ્દંડતા પ્રગટ કરે છે, ક્યારેક પોતાને કોમોની ગરદનોનો માલિક તથા જમીન અને સમુદ્રોનો સુલતાન સમજવા લાગે છે અને બંદાની જગ્યાએ તાગૂત (ખુદાનો વિદ્રોહી) બનીને ખુદાની જમીનમાં પોતાનો કાનૂન અને પોતાનું ફરમાન ચલાવવા લાગે છે. પરંતુ આ શ્રેષ્ઠતાના અહેસાસની સાથે જ્યારે તે જુએ છે કે તેની બધી શક્તિઓ અને યોગ્યતાઓ બાળપણ અને વૃદ્ધત્વની બે નબળાઈઓની વચ્ચે ઘેરાયેલ છે, તો મજબૂર અને નિરુપાય ખુદાઈનું સિંહાસન છોડીને બંદગીની કતારમાં આવીને ઊભા થવું પડે છે અને પોતાના આ કપાળને જે કોઈના આગળ જૂકવા નહોતું ઇચ્છતું, એક એવી શક્તિના આગળ ઝુકાવવું પડે છે જે તમામ શક્તિઓ અને યોગ્યતાઓનો સ્રોત અને તમામ આકાશ અને ધરતીનો માલિક અને પ્રબંધક છે. સ્પષ્ટ છે કે આ વિનમ્રતા માનવી એટલા માટે નથી અપનાવતો કે તેનામાં સ્વાભાવિક જ ઊણપ અને નિર્માલ્યતાનો અહેસાસ અથવા કોઈને ખુદા બનાવવાનો શોખ છે. તેનામાં અસલી ઉમંગ તો ખુદા બનવા માટેનો છે, પણ જ્યારે તે પોતાના જોશ અને જુસ્સાની ઊંચી ઉડાનની સાથે પોતાની શક્તિઓ અને યોગ્યતાઓના અસામર્થ્યને જુએ છે તો લાચારીવશ તેને એક અદૃશ્ય હસ્તીની સામે પોતાને નાખી દેવો પડે છે. આવું કરવા માનવી વિવશ છે. જો તે આનાથી બચી શકતો તો નિશ્ચિતપણે તેની ઇચ્છા એ જ હોત કે તે આનાથી પોતાને બચાવી લે, પણ તે મજબૂર છે કે એ સર્વોચ્ચ હસ્તીનો ઈકરાર કરે, જેના પૂર્ણ સામર્થ્યથી આ આખું કારખાનું અસ્તિત્વમાં આવ્યું અને જેની તત્ત્વદર્શિતા અને યોજનાથી આ આખી વ્યવસ્થા ચાલી રહી છે. મનનો આ અહંકાર અને શ્રેષ્ઠ હોવાની ભાવના માંનવીમાં એટલી ઊંડી અને દૃઢ છે કે ક્યારેક તો તે કદાપિ સત્યના સ્વીકાર માટે રાજી થતો નથી. હઝરત ઈબ્રાહીમ અલૈ. અને એક બાદશાહનો વાર્તાલાપ સૂરઃ બકરહમાં છે, જેનો દાવો હતો કે 'હું જીવન આપું છું અને હું જ મારું છું' અને 'હું જ રબ છું'. હઝરત ઈબ્રાહીમ અલૈ.એ એમ કહીને કે 'અલ્લાહ સૂર્યને પૂર્વથી ઊગાડે છે, તું તેને પશ્ચિમથી ઊગાડી દેખાડ' તેની હીણતા અને અસમર્થતાને તદ્દન ખોલી

૧. અમે આ અમાનતને આકાશો અને ધરતી અને પર્વતો સામે પ્રસ્તુત કરી, પણ તેઓ તેને ઉઠાવવા તૈયાર ન થયા અને તેનાથી ડરી ગયા, પરંતુ માનવીએ તેને ઉપાડી લીધી. - સૂરઃ અહઝાબ, આ. ૭૨

૨. હું તમારો સૌથી મોટો રબ છું - સૂરઃ નાઝિઆત, આ. ૨૪

૩. હું જીવતો કરું છું અને હું મારું છું. - સૂરઃ બકરહ, આ. ૨૫૮

નાખી અને તે આ સંવાદથી દિગ્મૂઢ થઈને રહી ગયો, પણ જેમની બુદ્ધિ દુરસ્ત અને પ્રકૃતિ સરળ હોય છે તે પોતાની શ્રેષ્ઠતા અને નબળાઈ બંનેમાં સંતુલન કાયમ રાખે છે. તે એક તત્ત્વદર્શી, દૂરદર્શી અને પ્રબંધ-કુશળ હસ્તીની સામે ઝૂકીને પોતાની નબળાઈ અને કમજોરીનો ઉપાય તથા પોતાની અસમર્થતાનો ઇલાજ પામી લે છે અને તેમનું હૃદય શાંત અને સંતુષ્ટ થઈ જાય છે. ત્યારબાદ જો કોઈ વ્યક્તિ કોઈ અન્ય ચોખટ પર ઝૂકે છે તો તેનું ઉદાહરણ નીચ પ્રકૃતિવાળા ભિખારી જેવું છે, જે એક દરવાજાથી પોતાની જરૂરતની વસ્તુ મેળવી લીધા છતાં પણ બારણે-બારણે માગતો ફરે છે અને તેના સ્વભાવની નીચતા એટલી હદે પહોંચી જાય છે કે ક્યારેક તો પોતાનાથી નિમ્નતર અને લાચાર મોહતાજોની સામે હાથ ફેલાવવાથી પણ તેને કોઈ શરમ નથી આવતી.

સ્પષ્ટ છે કે આ સ્થિતિ માનવીની વાસ્તવિક પ્રકૃતિ નથી, બલ્કે પ્રકૃતિની વિકૃતિ અને બગાડ છે. જે પ્રમાણે ભિખારીઓની બહુલ સંખ્યા હોવા છતાં આપણે વિશ્વાસ રાખીએ છીએ કે માનવીની વાસ્તવિક પ્રકૃતિ સ્વાભિમાન અને આત્મસન્માન છે, એ જ પ્રમાણે મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)ની મોટી સંખ્યા હોવા છતાં માનવીય પ્રકૃતિનો ખરો તકાદો તૌહીદ છે. એક સ્ત્રી પોતાને એક પુરુષના હવાલે એટલા માટે કરે છે કે તે પોતાના અંદર એક શૂન્યાવકાશ અનુભવે છે, જે એક કવ્વામ (સંરક્ષક, વ્યવસ્થાપક)ની કવ્વામિયત (સંરક્ષણ, વ્યવસ્થા, સંચાલન, દેખરેખ) વગર ભરી શકાતો નથી. હવે જો કોઈ સ્ત્રી એવી છે, જે આ શૂન્યાવકાશને ભરી લીધા પછી પણ બીજાથી અનુચિત સંબંધ રાખતી ફરે છે તો તે એક વૈશ્યા અને છિનાળ છે જેણે પોતાનું શીલ, પવિત્રતા અને સ્વાભિમાન અને આત્મસન્માનની સુંદરતા તદ્દન ખોઈ નાખી છે.

આમ, જે વ્યક્તિ ખુદાને માને છે, તે એટલા માટે નથી માનતો કે તેને ખુદા બનાવવાનો શોખ છે, બલ્કે એટલા માટે માને છે કે તેને ખુદાની જરૂરત છે. તે પોતાની તમામ શક્તિઓ અને યોગ્યતાઓ છતાં પોતાના અંદર એક શૂન્યાવકાશનો અનુભવ કરી રહ્યો છે, જે એક ખુદાને માન્યા વિના નથી ભરી શકાતો. તેને માની લીધા પછી તે શૂન્યાવકાશ ભરાઈ ગયો. હવે જો કોઈ તેનાથી એમ કહે છે કે આ એક ખુદાના સિવાય બીજા પણ કેટલાક ખુદાઓ છે, જે બંદગીને લાયક છે, તો તે તો એમ કહીને અલગ થઈ જશે કે મારા માટે તો એક ખુદા પર્યાપ્ત છે. જો તમને બીજી ચોખટો પર પણ પોતાના લલાટને ઘસવાની ઇચ્છા છે તો તમે આ અપમાન સહન કરી લો, મને તો માફ કરી દો.

تحمل اصحابی لم یجد واوجدی
وللناس اشجان ولی شجّن وحدی

(અર્થાત્ મારા માલિકે તકલીફ સહન કરી, પણ મારા દુઃખને ન પામી શક્યો; લોકોને તો ઘણાં દુઃખ છે અને મને એક જ દુઃખ છે.)

માનવીય પ્રકૃતિની આ ઉચ્ચતા તરફ હઝરત યૂસુફ અલૈ.એ પોતાના એ વક્તવ્યમાં સંકેત આપ્યો છે, જે તેમણે પોતાના કેદખાનાના સાથીઓની સામે કર્યું હતું :

وَاتَّبَعْتُ مِلَّةَ اٰبَآءِيْٓ اِبْرٰهِيْمَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ ؕ مَا كَانَ لَنَآ اَنْ نُّشْرِكَ بِاللّٰهِ مِنْ
شَيْءٍ ؕ ذٰلِكَ مِنْ فَضْلِ اللّٰهِ عَلَيْنَا وَعَلَى النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَشْكُرُوْنَ ۝ يٰصَاحِبَيِ
السِّجْنِ ءَاَرْبَابٌ مُّتَفَرِّقُوْنَ خَيْرٌ اَمِ اللّٰهُ الْوَاحِدُ الْقَهَّارُ ۝ مَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِهٖٓ اِلَّآ
اَسْمَآءً سَمَّيْتُمُوْهَآ اَنْتُمْ وَاٰبَآؤُكُمْ مَّآ اَنْزَلَ اللّٰهُ بِهَا مِنْ سُلْطٰنٍ ؕ اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ ؕ اَمَرَ اَلَّا
تَعْبُدُوْٓا اِلَّآ اِيَّاهُ ؕ ذٰلِكَ الدِّيْنُ الْقَيِّمُ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ۝

''અને મેં અનુસરણ કર્યું પોતાના વડવાઓ ઈબ્રાહીમ, ઈસ્હાક અને યાકૂબના ધર્મનું, અમારા માટે શોભાસ્પદ નથી કે અમે અલ્લાહનો કોઈ ભાગીદાર ઠરાવીએ. આ અલ્લાહનો અમારા ઉપર અને લોકો ઉપર ઉપકાર છે, પણ મોટાભાગે લોકો તેનો આભાર માનતા નથી. હે મારા કેદાખાનાના સાથીઓ ! શું આ ઘણાં બધા અલગ-અલગ રબ સારા છે કે એક જ અલ્લાહ, જે સૌને કાબૂમાં રાખનારો છે ? નહીં, તમે તેના સિવાય જેની પૂજા કરો છો, તે કેટલાક નામો છે, જે તમે અને તમારા બાપદાદાઓએ રાખી લીધા છે. ખુદાએ તેની કોઈ સનંદ નથી ઊતારી. સાર્વભૌમત્વ કેવળ અલ્લાહ માટે જ છે. તેણે આજ્ઞા આપી છે કે તેના સિવાય કોઈની બંદગી ન કરો. આ જ પ્રાકૃતિક ધર્મ છે, પણ મોટાભાગે લોકો માનતા નથી.'' (આ. ૩૮-૪૦)

આ વક્તવ્યના આરંભિક ભાગની મુખ્ય વાત એ છે કે અલ્લાહતઆલાની ખૂબ જ મહેરબાની અને દયા છે કે તેણે પોતાના સિવાય કોઈની બંદગી અને ઈબાદતનો આદેશ નથી આપ્યો અને માનવીમાં શ્રેષ્ઠતા અને ઉચ્ચતાનો જે અહેસાસ મૂક્યો છે, તેના સન્માન અને પ્રતિષ્ઠાની સ્વયં એટલી હદે કાળજી રાખી કે બીજા કોઈની સામે ઝૂકવાના અપમાનથી તેને બચાવી લીધો અને કેવળ પોતાના જ આગળ ઝૂકવાનો આદેશ આપ્યો. પરંતુ માનવીએ અલ્લાહતઆલાની આ કૃપાનો આભાર ન માન્યો અને કોઈપણ કારણ વિના તેણે પોતાના અંતરાત્માની પ્રતિષ્ઠાને લાંછન લગાડ્યું અને પોતાનાથી વધારે ઊતરતા અને નિમ્ન અને તુચ્છ સર્જનોની પૂજા કરી. ત્યારબાદ ફરમાવ્યું કે ખુદાને માનવું એક જરૂરત છે અને માનવી પોતાના અંતરાત્માની ઉચ્ચતા છતાં એટલા માટે ખુદાને માને છે કે તેને માન્યા વિના તેની પ્રકૃતિમાં રહેલ શૂન્યાવકાશ ભરાતો નથી. હવે પ્રશ્ન એ છે કે સૌથી સારું શું છે ? શું એ કે ઘણાંબધા અલગ-અલગ માલિકો અને રબ હોય અને તે સૌની ગુલામી કરવામાં આવે કે પછી એ કે કેવળ એક જ એકલો ખુદા, પ્રભુત્વશાળીનું આજ્ઞાપાલન કરવામાં આવે ? સ્પષ્ટ છે કે સ્વાભિમાની માણસ માટે એક જ રબની ગુલામી

પર્યાપ્ત છે. તે ઘણાંબધા પ્રભુઓ અને સ્વામીઓ કેમ ઘડશે ! રહી એ વાત કે આ જ એક ખુદાએ બીજા કેટલાક ખુદાઓના આજ્ઞાપાલનનો હુકમ આપ્યો હોય તો તેના માટે સાબિતીની આવશ્યકતા છે અને તેનું કોઈ પ્રમાણ નથી. તેનાથી બિલકુલ વિપરીત તેનો હુકમ એ છે કે કેવળ તેની જ બંદગી કરવામાં આવે અને આ જ પ્રાકૃતિક ધર્મ છે. અર્થાત્, માનવીની પ્રકૃતિ પણ આ એક ખુદાની સાક્ષી પોતાના અંદર અને બહાર જોઈ રહી છે, પણ ઘણાંખરા લોકોએ પોતાના આ પ્રાકૃતિક ધર્મને ન ઓળખ્યો અને શિર્ક (અનેકેશ્વરવાદ)ના જંગલોમાં ભટકી ગયા.

માનવીય પ્રકૃતિની આ જ શ્રેષ્ઠતાના કારણે તૌહીદને માનનાર અને મુશ્રિકનું એક દૃષ્ટાંત પણ વર્ણવવામાં આવ્યું છે, જેનો આશય એ છે કે માનવી સ્વાભાવિકપણે તૌહીદને પસંદ કરે છે, ન કે શિર્કને.

ضَرَبَ اللّٰهُ مَثَلًا رَّجُلًا فِيْهِ شُرَكَآءُ مُتَشٰكِسُوْنَ وَرَجُلًا سَلَمًا لِّرَجُلٍ ؕ
هَلْ يَسْتَوِيٰنِ مَثَلًا ؕ اَلْحَمْدُ لِلّٰهِ ۚ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ۝

''અલ્લાહ દૃષ્ટાંત આપે છે એક વ્યક્તિ (ગુલામ)નું, જેમાં ઘણાંબધા ઝઘડવાવાળાં માલિકો સામેલ છે અને એક વ્યક્તિ (ગુલામ)નું, જે સંપૂર્ણપણે એક જ માણસ (માલિક)નો છે. શું બંને એક સમાન હોઈ શકે છે ? શુક્ર અલ્લાહ માટે, બલ્કે આમાંથી મોટાભાગના લોકો જાણતા નથી.'' (સૂરઃ ઝુમર, આ. ૨૯)

અર્થાત્, ઘણાંબધા અલગ-અલગ સ્વભાવના અને ભિન્ન-ભિન્ન હેતુઓ ધરાવતા માલિકોને પોતાની મરજીથી કોણ ચલાવી લઈ શકે છે ? તો જ્યારે કોઈ ગુલામ (સેવક)આ અપમાન પર રાજી નથી થતો, તો પછી માનવી એ કેવી રીતે સહન કરે છે કે એક ખુદાની સાથે પોતાની મરજીથી બીજા ઘણાંબધા ખુદાઓને ભાગીદાર બનાવી લે ? શું એક માલિકના સેવક અને અનેક માલિકોના સેવકની સ્થિતિ એકસરખી હશે ? સ્પષ્ટ છે કે આવું નથી. ત્યારપછી માનવીય પ્રકૃતિની પોકાર દર્શાવી કે અલહમ્દુલિલ્લાહ ! (અલ્લાહનો આભાર!) અર્થાત્ આભાર અને કૃતજ્ઞતાનો અધિકારી તો કેવળ અલ્લાહ જ છે, કોઈ બીજો તેના સાથે ભાગીદાર નથી.

માનવીની પ્રકૃતિની આ જ ઉચ્ચતાના સંદર્ભમાં પ્રશ્ન કરવામાં આવ્યો છે :

اَلَيْسَ اللّٰهُ بِكَافٍ عَبْدَهٗ ؕ

''શું અલ્લાહ પોતાના બંદાઓ માટે પૂરતો નથી ?'' (સૂરઃ ઝુમર, આ.૩૬)

આ જ પ્રકૃતિની બુલંદી છે, જેને માનવી શિર્કની ગંદકીમાં સપડાતાં જ ખોઈ

નાખે છે અને શ્રેષ્ઠતા અને પ્રતિષ્ઠાના એ આકાશમાંથી, જ્યાં અલ્લાહત્‌આલાએ તેને બિરાજમાન કર્યો છે, એકાએક જ અત્યંત અપમાન અને તિરસ્કારની ખાઈમાં જઈ પડે છે. -وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَكَاَنَّمَا خَرَّ مِنَ السَّمَآءِ فَتَخْطَفُهُ الطَّيْرُ اَوْ تَهْوِيْ بِهِ الرِّيْحُ فِيْ مَكَانٍ سَحِيْقٍ[1].

અને બીજી જગ્યાએ આનાથી પણ વધારે સ્પષ્ટ શબ્દોમાં ફરમાવ્યું :

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ يَسْجُدُ لَهٗ مَنْ فِي السَّمٰوٰتِ وَمَنْ فِي الْاَرْضِ وَالشَّمْسُ وَ
الْقَمَرُ وَالنُّجُوْمُ وَالْجِبَالُ وَالشَّجَرُ وَالدَّوَآبُّ وَكَثِيْرٌ مِّنَ النَّاسِ ۭ وَكَثِيْرٌ حَقَّ
عَلَيْهِ الْعَذَابُ ۭ وَمَنْ يُّهِنِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ مُّكْرِمٍ ۭ اِنَّ اللّٰهَ يَفْعَلُ مَا يَشَآءُ ۞

''શું તમે નથી જોતાં કે અલ્લાહને સિજદો કરી રહ્યા છે જે આકાશોમાં છે અને જે ધરતીમાં છે અને સૂર્ય અને ચંદ્ર અને તારાઓ અને પહાડો અને વૃક્ષો અને પશુઓ અને કેટલાક મનુષ્યોમાંથી પણ, અને ઘણાં એવા છે જેમના પર અઝાબ અનિવાર્ય થઈ ગયો છે, અને જેમને અલ્લાહ અપમાનિત કરી દે તો તેને કોઈ ઇજ્જત આપવાવાળો નથી, અને નિઃશંક તે કરે છે જે કંઈ ઇચ્છે છે.'' (સૂરઃ હજ્જ, આ. ૧૮)

આ આયતમાં માનવીના જે અપમાન અને તિરસ્કારની તરફ ઇશારો કરવામાં આવ્યો છે, તે એ છે કે સૃષ્ટિની તમામ વસ્તુઓ માત્ર એક અલ્લાહને સિજદો કરે છે અને અલ્લાહત્‌આલાએ આ બધી વસ્તુઓને માનવીની સેવા અને તેને લાભ પહોંચાડવા માટે કાર્યરત કરી રાખી છે, તેમ છતાં તેમાંથી કોઈ એક વસ્તુ એટલું પણ નથી ચલાવી લેતી કે તે માનવીની બંદગી કરે; અલબત્ત, માનવી છે કે આ બધી વસ્તુઓ પર શ્રેષ્ઠતા ધરાવવા છતાં અને તે બધી તેની સેવકો હોવા છતાં તેમાંથી મોટાભાગની વસ્તુઓની પૂજા કરી રહ્યો છે.

### ૪. માનવીની કમજોરી અને દરિદ્રતા :

ચોથી વસ્તુ માનવીની કમજોરી અને દરિદ્રતા છે. કમજોરી અને દરિદ્રતા માનવીની આગવી ખાસિયત છે, જે ક્યારેય તેનાથી અલગ થતી નથી. એમાં કોઈ સંદેહ નથી કે માનવી પોતાના અંદર શક્તિઓ અને યોગ્યતાઓનો ખૂબ મોટો ભંડાર ધરાવે છે. તે પોતાની આ શક્તિઓ વડે જમીનના પેટાળમાં ધરબાયેલા ખજાનાઓ બહાર કાઢી લે છે, સમુદ્રોમાં પોતાના જહાજો દોડાવે છે, પરંતુ આ બધું છતાં તે પોતાની નબળાઈને

૧. અને જે કોઈ અલ્લાહ સાથે બીજા કોઈને ભાગીદાર બનાવે, તે જાણે આકાશમાંથી પડી ગયો, હવે કાં તો પક્ષીઓ તેને ઉપાડી લઈ જશે અથવા હવા તેને એવી જગ્યાએ લઈ જઈને ફેંકી દેશે, જ્યાં તેના ફુરચેફુરચા ઊડી જશે. - સૂરઃ હજ્જ, આ. ૩૧

જાણે છે. તેને ખબર છે કે તે સ્વયં કંઈ નથી કરી રહ્યો, તેમાંથી કોઈપણ યોગ્યતાને તેણે નથી બનાવી અને ન તો એ વસ્તુઓને જેનો તે ઉપયોગ કરી રહ્યો છે, પેદા કરી છે. આ તમામ વસ્તુઓ કોઈ અન્યએ જ બક્ષી છે અને તેણે જ બનાવેલ કુદરતી નિયમોની પાબંદ પણ છે. માનવીના અધિકારમાં જે કંઈ છે તે કેવળ એટલું જ છે કે કોશિશ કરીને તેના કાનૂન અને નિયમોને સમજે અને પછી તે કાનૂન અનુસાર તેમનાથી કામ લે અને ફાયદો હાંસલ કરે, અને આ ફાયદો ઉઠાવવું પણ એક નિશ્ચિત મુદ્દત સુધી જ છે, જે પૂરી થઈ ગયા પછી તે લાખ ચાહે તો પણ તેમાંથી કોઈ વસ્તુથી એક પળ માટે પણ ફાયદો ઉઠાવી શકતો નથી. આ બાબત માનવીમાં પ્રાકૃતિક રૂપે એક અદૃશ્ય હસ્તીની આવશ્યકતા ઊભી કરે છે, જેણે તેને અને તે તમામ વસ્તુઓને અસ્તિત્વ બક્ષ્યું છે અને જેના જારી કરેલા કાનૂન અનુસાર આ કારખાનું ચાલી રહ્યું છે. માનવીની આ જ કમજોરી અને દરિદ્રતા છે, જેના કારણે ફરમાવવામાં આવ્યું છે - أَنتُمُ الْفُقَرَاءُ إِلَى اللَّهِ[1] અને એક બીજી જગ્યાએ ફરમાવ્યું - وَاللَّهُ الْغَنِيُّ وَأَنتُمُ الْفُقَرَاءُ - અલ્લાહ નિરપેક્ષ અને નિસ્પૃહ છે અને તમે જ મોહતાજ છો. (સૂરઃ મુહમ્મદ, આ.૩૮)

જે લોકો બુદ્ધિશાળી અને સમજદાર છે, તે જીવનના દરેક કાળ અને તેના દરેક પરિવર્તનમાં પોતાની જરૂરતને અનુભવતા રહે છે અને કદી ખુદાથી અનપેક્ષિત અને બેપરવા નથી થયા, બલ્કે તેમના ઉપર કૃપાઓની વર્ષા જેટલી વધતી જાય છે, ખુદાથી તેમનો સંબંધ એટલા જ પ્રમાણમાં વધતો જાય છે. તેનું સૌથી સારું ઉદાહરણ હઝરત દાઉદ અલૈ., હઝરત સુલૈમાન અલૈ., ઝુલ્કરનૈન અલૈ. અને ફારૂકે આઝમ રદિ. છે. પરંતુ જેઓ તંગનજર અને મંદબુદ્ધિના હોય છે, તેઓ ક્યારેક પોતાના આસપાસ ધનદોલતની રેલમછેલ, નોકર-ચાકરોની ભરમાર અને શક્તિ અને સામર્થ્યના ચમત્કારો જોઈને બેસુધ થઈ જાય છે અને પોતાને ખુદાઈમાં ભાગીદાર સમજવા લાગે છે. કુર્આનમાં આ ઉદાહરણ માટે ફિરઔન, હામાન, કારૂન અને અબૂ લહબ વગેરેના નામો પ્રસ્તુત કરવામાં આવ્યા છે, જેઓ આ યુગના ફિરઔનો, હામાનો, કારૂનો અને અબૂ લહબોના અજ્ઞાની નેતાઓ છે.

જે લોકો પર આ પ્રકારની ધૃષ્ટતા અને સ્તબ્ધતા છવાઈ જાય છે, તેમના માટે કુર્આને ઠેક-ઠેકાણે માનવીની પ્રાકૃતિક કમજોરી અને દરિદ્રતાને વિભિન્ન ઉદાહરણોથી સ્પષ્ટ કરેલ છે કે માનવી ચાહે ગમે તેટલા અહંકાર અને ખુદાથી ગફલત અને બેપરવાઈનું પ્રદર્શન કરે, પણ તેને પોતાના જીવનમાં એવી પરિસ્થિતિનો સામનો કરવો જ પડે છે, જેનાથી તેની વિવશતા અને નબળાઈનું રહસ્ય પ્રગટ થઈ જ જાય છે. તે વખતે તેના મોઢામાંથી એ ચીસ નીકળી જ પડે છે, જે તેની પ્રકૃતિનો પોકાર હોય છે.આ હાલતમાં

૧. તમે જ અલ્લાહના મોહતાજ છો. (સૂરઃ ફાતિર, આ. ૧૫)

તેના તમામ ભાગીદારો, ચાહે પોતાની જાત હોય કે તેના લાવલશ્કર કે તેના અદશ્ય ભાગીદારો, સૌ તેનો સાથ છોડી દે છે અને કેવળ એક જ જાત બાકી રહી જાય છે, જેની અપરંપાર કૃપા અને દયા તેને શરણ આપે છે. આ દલીલ કુર્આન-મજીદમાં જુદી-જુદી રીતે વર્ણવવામાં આવી છે. અમે માત્ર અમુક જ ઉદાહરણો પ્રસ્તુક કરીશું. ફરમાવ્યું :

قُلْ مَنْ يُنَجِّيكُمْ مِنْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ تَدْعُونَهُ تَضَرُّعًا وَخُفْيَةً ۚ
لَئِنْ أَنْجٰىنَا مِنْ هٰذِهِ لَنَكُونَنَّ مِنَ الشّٰكِرِينَ ۝ قُلِ اللّٰهُ يُنَجِّيكُمْ مِنْهَا وَمِنْ
كُلِّ كَرْبٍ ثُمَّ أَنْتُمْ تُشْرِكُونَ ۝

''પૂછો : કોણ તમને મુક્તિ આપે છે જમીન અને સમુદ્રના અંધકારોથી ? તમે તેને પોકારો છો કરગરી-કરગરીને અને છાની રીતે કે જો તેણે અમને આ આફતથી બચાવી લીધા તો અમે આભારી બનીશું. કહી દો, અલ્લાહ જ છે જે તમને મુક્તિ આપે છે આનાથી અને દરેક મુસીબતથી, પછી તમે તેનો ભાગીદાર ઠરાવો છો.''

(સૂરઃ અન્આમ, આ. ૬૩-૬૪)

બીજી જગ્યાએ ફરમાવ્યું :

هُوَ الَّذِي يُسَيِّرُكُمْ فِي الْبَرِّ وَالْبَحْرِ ۖ حَتّٰى إِذَا كُنْتُمْ فِي الْفُلْكِ ۚ وَجَرَيْنَ بِهِمْ
بِرِيحٍ طَيِّبَةٍ وَفَرِحُوا بِهَا جَاءَتْهَا رِيحٌ عَاصِفٌ وَجَاءَهُمُ الْمَوْجُ مِنْ كُلِّ مَكَانٍ
وَظَنُّوا أَنَّهُمْ أُحِيطَ بِهِمْ ۙ دَعَوُا اللّٰهَ مُخْلِصِينَ لَهُ الدِّينَ ۚ لَئِنْ أَنْجَيْتَنَا مِنْ هٰذِهِ لَنَكُونَنَّ
مِنَ الشّٰكِرِينَ ۝ فَلَمَّا أَنْجٰىهُمْ إِذَا هُمْ يَبْغُونَ فِي الْأَرْضِ بِغَيْرِ الْحَقِّ

''તે અલ્લાહ જ છે, જે તમને જમીન અને સમુદ્રમાં ચલાવે છે, ત્યાં સુધી કે જ્યારે તમે નૌકામાં સવાર હોવ છો અને નૌકાઓ તેમને લઈને સાનુકૂળ હવાથી ચાલે છે અને તેઓ મગ્ન હોય છે, પછી અચાનક તોફાની હવા આવે છે અને મોજાઓ તેમને દરેક બાજુથી ઘેરી લે છે અને તેઓ અનુમાન કરવા લાગે છે કે હવે તો મરી ગયા, ત્યારે પોકારે છે અલ્લાહને તેના જ આજ્ઞાપાલનને વિશુદ્ધ કરીને કે જો તેં અમને આ આફતથી બચાવી લીધા તો અમે કૃતજ્ઞ બનીશું. પછી જ્યારે તેમને બચાવી લીધા તો એકાએક તેઓ કોઈપણ અધિકાર વિના જમીન પર વિદ્રોહ કરવા લાગ્યા.''

(સૂરઃ યૂનુસ, આ. ૨૨-૨૩)

વિદ્રોહી માણસનો વિદ્રોહ અને તેની નાફરમાની, ઘમંડ અને શિરજોરીનું આ કેટલું વાસ્તવિક ઉદાહરણ છે ! દુનિયાના સમુદ્રમાં જ્યારે તેના જીવનની નૌકા કોઈપણ

રુકાવટ વગર ચાલતી રહે છે, તે પોતાની નૌકાના સ્થાયિત્વ અને પોતાના સુંદર-સુદૃઢ પ્રબંધ પર અભિમાન કરતો હોય છે, પોતાની યુક્તિ-પ્રયુક્તિ અને યોજના અને બુદ્ધિ અને સમજદારીને મોટી વસ્તુ માનતો હોય છે, પોતાના સર-સામાન અને સાધનો અને સામર્થ્ય પર ફૂલાતો હોય છે અને ખુદાના આજ્ઞાપાલન અને કૃતજ્ઞતાથી બહાર રહીને કોઈપણ પ્રકારના અધિકાર વિના પોતાની ખુદાઈનું એલાન કરે છે, અહંકારથી અકડાઈ દાખવે છે, ઘમંડથી ફૂલાય છે, અભિમાનના નશામાં મદમસ્ત થઈ જાય છે, પરંતુ જ્યારે અચાનક સાનુકૂળ હવા તોફાની બની જાય છે, નૌકા ડામાડોળ થવા લાગે છે અને મોજાઓની થપાટો નૌકાને તદ્દન હલકી તથા તેની બધી યુક્તિઓ અને યોજના તેમજ વ્યવસ્થા અને પ્રબંધને નિરર્થક સાબિત કરી દે છે, તો તેના મોઢામાંથી અનાયાસ ચીસ નીકળી પડે છે કે હે ખુદા ! જો આ વિનાશક વમળમાંથી તેં બચાવી લીધા તો હવે કદી તારાથી બેપરવાઈ નહીં કરીએ, હવે ક્યારેય ઘમંડ નહીં કરું અને કદાપિ તારી ખુદાઈમાં ભાગીદાર બનવાની હિંમત નહીં કરું, બલ્કે તારો કૃતજ્ઞ બંદો બનીશ અને તારું જ આજ્ઞાપાલન કરીશ, ન મારું પોતાનું આજ્ઞાપાલન કરીશ, ન કોઈ બીજાનું. પરંતુ જેવી જ આ આફતથી તેને મુક્તિ મળી જાય છે, ફરી એ જ ગફલત અને ઉન્માદ ઉભરીને આવી જાય છે અને અગાઉ પોતાના સર-સામાન પર અભિમાનને આટલું નિરર્થક સમજ્યું હતું, તેના જ નશામાં મદમસ્ત બીને ફરીથી ખુદાનો વિદ્રોહી અને નાફરમાન અને મુશ્‌રિક બની જાય છે. આવા લોકોને ખુદાએ ધૂર્ત, દ્રોહી, નિમકહરામ, વિશ્વાસઘાતી, કૃતઘ્ન, બેવફા અને વિદ્રોહી અને મુશ્‌રિક કહ્યા છે; કેમ કે મુસીબતોના ફટકાઓ આવીને તેમને પ્રકૃતિનું જે વચન યાદ દેવડાવે છે અને માનવી તેને પુનર્જિવિત કરે છે, સંજોગો બદલાતાં જ તેઓ આ વચનને તોડી-ફોડીને ફરી કૃપાઓના ઇન્કારની હાલત અપનાવી લે છે.

આ વિવરણથી એ દર્શાવવાનો હેતુ છે કે માનવીના અંદર આજીજી, દરિદ્રતા અને મોહતાજીની ભાવના બિલકુલ પ્રાકૃતિક અને સ્વાભાવિક છે. આ આજીજી અને દરિદ્રતા તેને ધકેલીને એક એવી હસ્તી તરફ લઈ જાય છે, જે તેના માટે સુરક્ષિત અને શરણ હોય. જો માનવી પોતાની આ દરિદ્રતા અને મોહતાજીને સારી રીતે સમજતો હોય, તો તે કદાપિ અહમ અને અહંકાર, આપખુદી તથા ઘમંડ અને વિદ્રોહથી શિર્કમાં સપડાશે નહીં. પરંતુ તે મહદ્અંશે ખુદાની કૃપાઓ મેળવીને પોતાની નબળાઈ અને મોહતાજીને ભૂલી જાય છે. પણ તે કેવળ ભૂલી જ જાય છે, તેની પ્રકૃતિ બદલાઇ નથી જતી. જ્યારે પણ તેના પર કોઈ એવી મુસીબત આવે છે, જે તેની સલામતીના ભ્રમને હચમચાવી નાખે છે, તો તેની દબાઈ ગયેલી પ્રકૃતિ ફરીથી જાગી ઉઠે છે અને તે ખુદાની તરફ ભાગે છે અને તેના સિવાય બધાને ભૂલી જાય છે.

ઉદંડથી ઉદ્દંડ માણસોમાં આપણે આ પ્રકૃતિને જાગૃત થતાં અને ઉભરતા જોઈએ

છે. અત્યંત ઘમંડી લોકો જેઓ إِنَّمَا أُوتِيتُهُ عَلَىٰ عِلْمٍ عِندِي (અમને જે કંઈ મળ્યું છે તે અમારા જ્ઞાનના કારણે મળ્યું છે. – સૂરઃ કસસ, આ. ૭૮)ના ઘમંડમાં ખુદાને ભૂલી ગયા હતા, જેમણે કોઈપણ જાતના અધિકાર વિના ખુદાની ધરતી પર પોતાની ખુદાઈના ઝંડાઓ રોપી દીધા હતા, જેમને પોતાની યુક્તિ-પ્રયુક્તિઓ અને યોજનાઓ તથા પ્રબંધ પર એટલો ગર્વ હતો કે ખુદાના નામ પર હસતા હતા, આજે આપણે જોઈ રહ્યા છીએ કે તેમની યુક્તિઓ અને યોજનાઓની નાકામી અને પ્રબંધના બોદાપણાંએ તેમના પર માનવીની વિવશતા અને લાચારીનું રહસ્ય ખોલી નાખ્યું છે અને તેઓ ખુદાનું નામ લેવા લાગ્યા છે – لَعَلَّ اللَّهَ يُحْدِثُ بَعْدَ ذَٰلِكَ أَمْرًا (કદાચ આ પછી અલ્લાહ કોઈ સ્થિતિ પેદા કરી દે. – સૂરઃ તલાક, આ.૧)



# તૌહીદની વિશિષ્ટ દલીલો

## સંમુખમાં જોવા મળતી સ્વીકૃત વાતોની તુલનામાં દલીલો

અગાઉના બે પ્રકરણોમાં અમે ઉલૂહિય્યત (ઈશ્વરના હોવા વિશે) અને તૌહીદ (તેના એક હોવા વિશે)ની એ દલીલો વર્ણવી છે, જેની હેસિયત સામાન્ય દલીલોની છે. તેનો આધાર આ સૃષ્ટિની ચીજવસ્તુઓ, નિયમો અને વ્યવસ્થા તેમજ માનવીય પ્રકૃતિમાં પ્રદત્ત અને સર્વસ્વીકૃત વાતો પર છે. તેથી આમ તો, તેના પ્રથમ સંમુખ આરબો છે, પણ તેની હુજ્જત સમસ્ત માનવ-જાત પર, આરબ અને બિનઆરબ તથા કાફિર અને મોમિનના કોઈપણ જાતના ભેદભાવ વિના એકસમાન અને સામાન્ય છે. સૃષ્ટિનું આ પુસ્તક દરેક વ્યક્તિ સામે ખુલ્લું છે અને કુદરતની સાક્ષીઓ પણ દરેક શિષ્ટ હૃદયમાં બોલી રહી છે. કેવળ એ જ લોકો આ તથ્યો અને હકીકતોના ઇન્કારનું સાહસ કરી શકે છે, જેમણે પોતાની આંખો ફોડી નાખી હોય અને પોતાના કાન બહેરા કરી લીધા હોય, અને આવા લોકોને દુનિયાની કોઈ વસ્તુ પણ મનાવી શકતી નથી. હવે અમે એ દલીલોની સમજૂતી કરીશું, જેની બુનિયાદ સંમુખે સ્વીકારેલ વાતો પર ઊભી છે. તેમની હેસિયત વિશિષ્ટ દલીલોની છે. અર્થાત્, સંમુખ જે સાચા સિદ્ધાંતો અને નિયમોનો સ્વીકાર કરે છે, કુર્આને તેમને અપનાવી લીધા છે અને તેમના પાયા પર તેમના તકાદાઓ અને અનિવાર્યતાઓની સમજૂતી કરીને, સંમુખથી તેમને સ્વીકારવાની માગણી કરી છે. તેની સાથે જ જે વાતો આ સર્વસ્વીકૃત વાતોથી વિરુદ્ધ છે તેના ઇન્કારની પણ માગણી કરી છે. દલીલ કરવાની આ રીત બિલકુલ તાર્કિક અને પ્રાકૃતિક છે. તેના પર એ વાંધો ઉઠાવવો કે તેમાં દલીલ જેના આધારે કરવામાં આવી છે તેનો કોઈ પુરાવો નથી, બિલકુલ નિમ્ન કક્ષાની વાત છે. દલીલ કરવાની એ રીત નથી કે એ અસલ વાતને પણ દલીલયુક્ત અને સ્પષ્ટ કરવામાં સમય બગાડવામાં આવે, જે પ્રતિપક્ષના નજીક સ્વીકાર્ય છે. આ જ દલીલોના કારણે આપણા કેટલાક દાર્શનિકો અને લેખકોને એ ગેરસમજ થઈ ગઈ છે કે કુર્આનની તમામ દલીલો આરોપાત્મક અને દોષારોપણ કરનારી છે અને એવી દલીલોથી અને સ્પષ્ટ વાતોથી કુર્આન બિલકુલ ખાલી છે, જેની હુજ્જત તમામ લોકો પર કાયમ થઈ શકે. આ વિચાર કુર્આનથી અનભિજ્ઞતા પર આધારિત છે. આ તો કુર્આનનો દલીલ

કરવાનો એક ખાસ પ્રકાર છે, જેનો આધાર એક તરફ સંમુખના સ્વીકાર ઉપર છે અને બીજી તરફ એ સ્પષ્ટ અને પ્રગટ વાતો પર છે, જેની સમજૂતી અમે અગાઉના બે પ્રકરણોમાં આપી ચૂક્યા છે. હવે અમે તેની વિગતવાર ચર્ચા કરવાનો પ્રયત્ન કરીશું.

**૧. ખુદાના ભાગીદારો માટે કોઈ દલીલ નથી :**

આ પ્રકરણમાં કુર્આને આરબો પર સૌપ્રથમ એ હુજ્જત પ્રસ્થાપિત કરી છે કે જેમને તમે ખુદાના ભાગીદાર ઠરાવો છો, તેમના માટે તમારા પાસે કોઈ દલીલ નથી. ખુદાનો પ્રશ્ન તો ચર્ચામાં જ નથી, કેમ કે તેને તો તમે માનો જ છો અને તેની સાક્ષી બાહ્ય જગતમાં અને તમારી પોતાની જાતમાં મળી રહી છે; પરંતુ તેના સિવાય જેમને તમે ખુદાઈમાં ભાગીદાર બનાવી રાખ્યા છે, તેમની દલીલ લાવવી તમારી જવાબદારી છે. દલીલ વગર કોઈ મામૂલી વાતને પણ માનવી માણસની પ્રકૃતિના વિરુદ્ધ છે, સિવાય કે કોઈને ખુદાનો સહાયક અને મદદગાર ઠેરવવું. આમ, જો તેની કોઈ તાર્કિક દલીલ છે, તો તેને રજૂ કરો અને કોઈ ઉદ્ધૃત દલીલ છે તો તેને સામે લાવો. બાકી રહી એ વાત કે તમે પોતાના બાપદાદાઓને તેમની પૂજા-અર્ચના કરતા જોયા છે તો આ કોઈ પ્રમાણ નથી, આટલા મોટા દાવાની સાબિતી માટે કેવળ આટલી વાત પર્યાપ્ત નથી.

وَمَنْ يَّدْعُ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ لَا بُرْهَانَ لَهٗ بِهٖ فَاِنَّمَا حِسَابُهٗ عِنْدَ رَبِّهٖ

''અને જે કોઈ અલ્લાહની સાથે બીજા કોઈ ઉપાસ્યને પોકારે છે, જેની તેના પાસે કોઈ દલીલ નથી, તો તેનો હિસાબ તેના રબ પાસે છે.'' (સૂરઃ મુ'મિનૂન, આ.૧૧૭)

مَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِهٖٓ اِلَّآ اَسْمَآءً سَمَّيْتُمُوْهَآ اَنْتُمْ وَاٰبَآؤُكُمْ مَّآ اَنْزَلَ اللّٰهُ
بِهَا مِنْ سُلْطٰنٍ

''તેના સિવાય જેને તમે પૂજો છો, તે બસ કેટલાક નામો છે, જે તમે અને તમારા બાપદાદાઓએ રાખી લીધા છે. અલ્લાહે તેની કોઈ દલીલ નથી ઊતારી.''

(સૂરઃ યૂસુફ, આ. ૪૦)

اَمْ اَنْزَلْنَا عَلَيْهِمْ سُلْطٰنًا فَهُوَ يَتَكَلَّمُ بِمَا كَانُوْا بِهٖ يُشْرِكُوْنَ ۝

''શું અમે કોઈ દલીલ ઊતારી છે, જે સાક્ષી આપી રહી હોય એ વસ્તુઓની જેમને તેઓ ખુદાની ભાગીદાર ઠરાવે છે ?'' (સૂરઃ રૂમ, આ. ૩૫)

આરબો આના જવાબમાં એમ કહેતા કે અમારા વડવાઓએ જે શિર્ક અપનાવ્યું તે ખુદાના હુકમથી અપનાવ્યું અને આ જ હઝરત ઈબ્રાહીમ અલૈ.ની શિક્ષા છે. કુર્આને

તેનો જવાબ આપ્યો કે આ અલ્લાહતઆલા પર ખોટો આરોપ છે. અલ્લાહે ક્યારેય શિર્કનો આદેશ આપ્યો નથી. જો તમે આ દાવામાં સાચા છો તો આનાથી પહેલાંની કોઈ કિતાબ લાવો અથવા કોઈ એવી સનંદ પ્રસ્તુત કરો, જેનો આધાર જ્ઞાન પર હોય.

قُلْ أَرَءَيْتُم مَّا تَدْعُونَ مِن دُونِ ٱللَّهِ أَرُونِى مَاذَا خَلَقُوا۟ مِنَ ٱلْأَرْضِ
أَمْ لَهُمْ شِرْكٌ فِى ٱلسَّمَٰوَٰتِ ۖ ٱئْتُونِى بِكِتَٰبٍ مِّن قَبْلِ هَٰذَآ أَوْ أَثَٰرَةٍ مِّنْ عِلْمٍ
إِن كُنتُمْ صَٰدِقِينَ ۝

"કહો, જરા જુઓ તો એમને જેમને તમે ખુદાના સિવાય પોકારો છો. મને બતાવો, કઈ વસ્તુ છે જમીન પર જે તેમણે બનાવી હોય? કઈ વસ્તુ છે જેનાથી આકાશોમાં તેમની હિસ્સેદારી હોય? મારા પાસે આનાથી અગાઉનો કોઈ ગ્રંથ લાવો અથવા કોઈ બીજી બૌદ્ધિક સંનદ, જો તમે પોતાના દાવામાં સાચા છો." (સૂરઃ અહકાફ, આ. ૪)

બાકી રહી એ વાત કે આ તમારા પિતા ઈબ્રાહીમ અલૈ.ની શિક્ષા છે, તો આ પણ તદ્દન જૂઠ અને તહોમત છે. ઈબ્રાહીમ અલૈ.ના જીવનનું એક મહત્ત્વનું કાર્ય તો હિજરતનો પ્રસંગ છે કે તેમણે એક અલ્લાહ માટે પોતાના પરિવાર અને વતન બધું જ ત્યજી દીધું, અને હિજરત વખતે તેમણે ખુદાના ભાગીદારો અને ભલામણકર્તાઓથી જે રીતે પોતાના સંબંધ-વિચ્છેદનું એલાન કર્યું અને તેમનાથી અલગ થઈ જવાની જે યાદગાર વાત કહી, આજ પર્યંત તેમના વંશજની એક શાખા બની ઈસરાઈલમાં તેની પરંપરા મોજૂદ છે, જે તેમના અનુગામીઓ માટે એક માર્ગ-સૂચકનું કામ આપી શકે છે. સૂરઃ ઝુખરુફમાં આ દલીલ અને કુર્આનના જવાબની સંપૂર્ણ વિગત આપવામાં આવી છે.

وَقَالُوا۟ لَوْ شَآءَ ٱلرَّحْمَٰنُ مَا عَبَدْنَٰهُم ۗ مَّا لَهُم بِذَٰلِكَ مِنْ عِلْمٍ ۖ إِنْ هُمْ إِلَّا يَخْرُصُونَ ۝
أَمْ ءَاتَيْنَٰهُمْ كِتَٰبًا مِّن قَبْلِهِۦ فَهُم بِهِۦ مُسْتَمْسِكُونَ ۝ بَلْ قَالُوٓا۟ إِنَّا وَجَدْنَآ ءَابَآءَنَا عَلَىٰٓ أُمَّةٍ
وَإِنَّا عَلَىٰٓ ءَاثَٰرِهِم مُّهْتَدُونَ ۝ وَكَذَٰلِكَ مَآ أَرْسَلْنَا مِن قَبْلِكَ فِى قَرْيَةٍ مِّن نَّذِيرٍ إِلَّا قَالَ
مُتْرَفُوهَآ إِنَّا وَجَدْنَآ ءَابَآءَنَا عَلَىٰٓ أُمَّةٍ وَإِنَّا عَلَىٰٓ ءَاثَٰرِهِم مُّقْتَدُونَ ۝ قَٰلَ أَوَلَوْ جِئْتُكُم
بِأَهْدَىٰ مِمَّا وَجَدتُّمْ عَلَيْهِ ءَابَآءَكُمْ ۖ قَالُوٓا۟ إِنَّا بِمَآ أُرْسِلْتُم بِهِۦ كَٰفِرُونَ ۝ فَٱنتَقَمْنَا
مِنْهُمْ ۖ فَٱنظُرْ كَيْفَ كَانَ عَٰقِبَةُ ٱلْمُكَذِّبِينَ ۝ وَإِذْ قَالَ إِبْرَٰهِيمُ لِأَبِيهِ وَقَوْمِهِۦٓ إِنَّنِى
بَرَآءٌ مِّمَّا تَعْبُدُونَ ۝ إِلَّا ٱلَّذِى فَطَرَنِى فَإِنَّهُۥ سَيَهْدِينِ ۝ وَجَعَلَهَا كَلِمَةًۢ بَاقِيَةً فِى
عَقِبِهِۦ لَعَلَّهُمْ يَرْجِعُونَ ۝

"અને કહે છે કે જો અલ્લાહ ઈચ્છતો તો અમે તેમને ન પૂજતા. તેમને આનું

જ્ઞાન નથી, કેવળ અટકળના તીર ચલાવી રહ્યા છે. શું અમે તેમને અગાઉ કોઈ ગ્રંથ આપ્યો છે, જેની સનંદ તેઓ પોતાની પાસે રાખે છે? બલ્કે તેઓ કહે છે કે અમે અમારા પૂર્વજો અને વડવાઓને આ પદ્ધતિ પર જોયા છે અને અમે તેમની પદ્ધતિ પર સફળ છીએ. આવી જ રીતે તમારા પહેલાં જે વસ્તીમાં પણ અમે કોઈ સચેત કરનાર મોકલ્યો, તો તેના સુખ-સંપન્ન લોકોએ કહ્યું કે અમે અમારા વડવાઓને આ પદ્ધતિ પર જોયા છે અને અમે તેમના જ પદ-ચિહ્નોનું અનુસરણ કરીશું. કહો, ચાહે હું તેનાથી વધારે માર્ગદર્શનની વસ્તુ લઈને આવ્યો હોઉં, જેના પર તમે પોતાના વડવાઓને જોયા છે? બોલ્યા, તમને જે આપીને મોકલવામાં આવ્યા છે અમે તેનો ઇન્કાર કરીએ છીએ. પછી, અમે તેમનાથી બદલો લીધો, પછી જુઓ ખોટું ઠેરવનારાઓનું શું પરિણામ આવ્યું? અને યાદ કરો, જ્યારે ઇબ્રાહીમે પોતાના પિતાથી અને પોતાની કોમથી કહ્યું, હું મુક્ત છું એ વસ્તુઓથી જેની તમે પૂજા કરો છો, પણ (મારો સંબંધ માત્ર તેના સાથે છે) જેણે મને પેદા કર્યો. પછી તે જ મારું માર્ગદર્શન કરશે અને અમે આ મુક્તિના એલાનને તેમના પુરોગામીઓમાં એક યાદગાર વાત બનાવી દીધી, જેથી તેઓ પાછા વળે."

(આ. ૨૦-૨૮)

આ આયતોના અર્થોનું વિશ્લેષણ કરો, તો ખ્યાલ આવશે કે આરબો શિર્કની હિમાયતમાં જે પરંપરાઓને પ્રસ્તુત કરતા હતા, તે તદ્દન નિરાધાર હતી અને ધડમૂળ વગરની હતી. હઝરત ઇબ્રાહીમ અલૈ.ના જીવનનો સંપાદિત અહેવાલ, જેને ઉચ્ચ પ્રમાણની હેસિયત આપી શકાય તેમ હતું અને જે બની ઇસરાઈલના ગ્રંથોમાં મોજૂદ હતો, આરબોની આ મનઘડત વાર્તાઓના ખંડન માટે બિલકુલ પર્યાપ્ત હતો. વિશેષતઃ તેમની હિજરતની ઘટના તો તૌહીદ અને નિષ્ઠાનું એક યાદગાર કારનામું હતું. પરંતુ કેટલો અફસોસ કે ઇબ્રાહીમના વંશજોની બંને શાખાઓમાંથી કોઈએ પણ આ યાદગાર વાતના આત્માને ન ઓળખ્યો. યહૂદીઓ આ માર્ગ-સૂચક હોવા છતાં વારંવાર ભટક્યા અને છેવટે તૌહીદના સીધા-સરળ માર્ગથી તેઓ એટલી હદે દૂર થઈ ગયા કે તેમના માટે તેની તરફ પાછા વળવું અસંભવ બની ગયું અને અલ્લાહતઆલાએ તેમના પર ફિટકાર કરી દીધી, અને આરબોએ તો પોતાની પરંપરાના તુમારથી જડમૂળથી જ આ અહેવાલને ગૂમ કરી દીધો અને તેનાથી તદ્દન વિપરીત એવી પરંપરાઓ ઘડીને ઊભી કરી દીધી, જેનાથી મૂર્તિપૂજક ધર્મને પુષ્ટિ મળે.

આરબોની આ અંધશ્રદ્ધાના ખંડનમાં કુર્આને ઠેક-ઠેકાણે હઝરત ઇબ્રાહીમ અલૈ.ના જીવનના વિભિન્ન પ્રસંગોનો, ઉપરાંત ખાનએ કા'બાના નિર્માણ અને તેના હેતુના આરંભિક ઇતિહાસનો તથા તમામ અંબિયાએ કિરામના આમંત્રણ અને આહવાન્‌ના એકસમાન ઉદ્દેશ્યનો હવાલો આપ્યો છે કે તેમાંથી કોઈ વસ્તુ પણ એવી

નથી, જેનાથી તમારા એ શિર્કના દાવાને પુષ્ટિ મળતી હોય કે અલ્લાહે શિર્ક અને મૂર્તિપૂજાનો હુકમ આપ્યો છે. અલ્લાહતઆલાના આદેશોને જાણવાનું માધ્યમ પયગંબરો છે અને પયગંબરોનો સંદેશ અગાઉના આકાશી ગ્રંથોમાં મોજૂદ છે. તેમાંથી કોઈ એકના સંદેશને પણ તમે શિર્કની હિમાયતમાં રજૂ નથી કરી શકતા. પયગંબરોના ઇતિહાસની સંપાદિત ધરોહર કુર્આનના દાવાની સચ્ચાઈને સ્વીકારી રહી છે, અને જ્યાં પણ આ ઇતિહાસમાં કોઈ વાત ભેળસેળ કરી દેવામાં આવી છે, તેનું ખંડન સ્વયં એના જ અંદર મોજૂદ છે.

૨. અનિવાર્યતાઓથી દલીલો : 

કુર્આનની વિશિષ્ટ દલીલોનું બીજું પાસું એ છે કે આરબો ખુદાના જે ગુણોનો સ્વીકાર કરતા હતા, કુર્આને તેની અનિવાર્યતાઓને પણ સ્વીકારવાની માગણી કરી. આ અનિવાર્યતાઓ બે પ્રકારની છે : એક એ ગુણો જે આ સ્વીકારેલ ગુણોમાંથી નીકળે છે. ઉપરાંત એ ગુણોનો ઇન્કાર, જેનાથી સ્વીકારેલ ગુણોનો ઇન્કાર થાય છે. બીજા એ અધિકારો અને જવાબદારીઓ જે આ ગુણોના ઇકરારથી અનિવાર્ય પરિણામ રૂપે ઇકરાર કરનારા ઉપર લાગુ થાય છે. એ જ પ્રમાણે એ કાર્યો અને આસ્થાઓનો ઇન્કાર, જેનાથી ખુદાના સ્વીકૃત હક્કોનો ઇન્કાર અનિવાર્ય થાય છે.

આરબો વિશે એ વાત ખબર છે કે તેઓ ન કેવળ ખુદાના અસ્તિત્વને સ્વીકારતા હતા, બલ્કે આકાશો અને ધરતીનો સર્જનહાર, રોજી આપનાર, શક્તિઓ અને યોગ્યતાઓ પ્રદાન કરવાવાળો, મૃત્યુ અને જીવનનો માલિક તથા બાદશાહ ખુદાને જ માનતા હતા. પરંતુ રબ, અર્થાત્ માલિક અને શાસક અલ્લાહ ઉપરાંત બીજાઓને પણ ઠેરવતા હતા. કુર્આને તેમનાથી માગણી કરી કે જેના માટે આ તમામ ગુણોનો સ્વીકાર કરો છો, અનિવાર્ય છે કે રબ પણ તેને જ માનો.

فَذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمُ الْحَقُّ ۚ فَمَاذَا بَعْدَ الْحَقِّ اِلَّا الضَّلٰلُ ۚ فَاَنّٰى تُصْرَفُوْنَ ۝

"પછી એ જ અલ્લાહ તમારો વાસ્તવિક રબ પણ છે. સત્ય પછી ગુમરાહી સિવાય બીજું શું રહી ગયું ? તમે ક્યાં ભટકતા જઈ રહ્યા છો ?" (સૂરઃ યૂનુસ, આ. ૩૨)

અર્થાત્, આ બધી વાતો માની લીધા પછી તો એ અનિવાર્ય છે કે માલિક અને શાસક તથા હુકમ આપનાર અને મનાઈ કરનાર તેને જ માનો. આ અધિકાર પછી, જે સિદ્ધ છે, જો કોઈ અન્યને માનો છો જેનું કોઈ પ્રમાણ નથી તો આ પથભ્રષ્ટતા અને અજ્ઞાનતા છે. તેથી સૂરઃ આ'રાફમાં ફરમાવ્યું કે જેને આકાશો અને ધરતીનો સૃષ્ટા માનો છો, અનિવાર્ય છે કે તેને જ રબ પણ માનો. તેના સિવાય કોઈ અન્યને માલિક અને હાકેમ ન બનાવો. જે સર્જનહાર છે, આજ્ઞા અને મનાઈનો અધિકાર પણ તેને જ છે.

إِنَّ رَبَّكُمُ اللَّهُ الَّذِي خَلَقَ السَّمٰوٰتِ وَ الْأَرْضَ.... أَلَا لَهُ الْخَلْقُ وَالْأَمْرُ

"નિઃશંક, તમારો માલિક એ અલ્લાહ છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું... સાવધાન ! તેની જ સૃષ્ટિ છે અને તેનો જ હુકમ." (આ. ૫૪)

જે અલ્લાહને આકાશ અને ધરતીનો સર્જનહાર માનો છો, તેને રબ પણ માનો. એ નથી થઈ શકતું કે સર્જનહાર કોઈ બીજો હોય અને રબ કોઈ બીજો બની જાય. જેણે સર્જન કર્યું છે, આજ્ઞા એનો જ અધિકાર છે. જ્યારે કોઈ ટાપુની શોધ કરનાર અને કોઈ વસ્તુનો નિર્માતા કેવળ પોતાની શોધ અને નિર્માણના આધારે એ અધિકાર ધરાવે છે કે તેની માલિકી અને તેના ઉપયોગનો અધિકાર તેને જ મળે, તો ખુદાના આ હક્કથી કેમ ઈન્કાર કરો છો ? જ્યારે કે તેનો હક્ક શોધ અને નિર્માણથી અનેકગણો વધારે છે.

એ જ પ્રમાણે સર્જનહાર માટે સર્વજ્ઞાનીના ગુણને અનિવાર્ય ઠેરવ્યો. અર્થાત્, જે હસ્તીને આકાશ અને ધરતીનો સર્જનહાર માનો છો, અનિવાર્ય છે કે તેના જ્ઞાનને સર્વવ્યાપી માનો - أَلَا يَعْلَمُ مَنْ خَلَقَ (શું તે જ નહીં જાણે જેણે સર્જન કર્યું ?)[1]

એ જ રીતે એ પણ અનિવાર્ય છે કે જે ખુદાને સર્જન અને યોજના પર સમર્થ માન્યો છે, તો એ પણ માની લેવામાં આવે કે ફાયદો અને નુકસાન તેના જ અધિકારમાં છે. - وَإِنْ يَمْسَسْكَ اللَّهُ بِضُرٍّ فَلَا كَاشِفَ لَهُ إِلَّا هُوَ وَإِنْ يَمْسَسْكَ بِخَيْرٍ فَهُوَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ (અને જો તમને અલ્લાહ કોઈ નુકસાન પહોંચાડવા માગે તો તેના સિવાય કોઈ તેને દૂર કરી શકતું નથી, અને જો તમને કોઈ ભલાઈ પ્રદાન કરે તો તે દરેક વસ્તુ પર સમર્થ છે.)[2]

એ જ પ્રમાણે વિગતવાર અલ્લાહત્આલાને એ ગુણોથી પર ઠેરવવામાં આવેલ છે, જે ઈશ્વરત્વ અને પ્રભુતાના વિરુદ્ધ છે અથવા જેનો સ્વીકાર કરવાથી એ ગુણોનો ઈન્કાર અનિવાર્ય થાય છે જેનો સ્વીકાર આરબો ખુદા માટે કરતા હતા. આ વાત ખૂબ જ વ્યાપક પરિપ્રેક્ષ્યમાં છે અને તેના વિશે અમે 'હકીકતે શિર્ક' પુસ્તકમાં અમુક અંશે ચર્ચા કરી ચૂક્યા છીએ. અહીં કેવળ ઈશારા પર સંતોષ કરવામાં આવ્યો છે.

આ સંદર્ભમાં સૈદ્ધાંતિક વાત એ ફરમાવવામાં આવી છે કે અલ્લાહત્આલા માટે કેવળ સારા ગુણો જ શોભાસ્પદ છે, કોઈ ખરાબ ગુણ તેની પ્રભુતાની કલ્પનાથી વિરુદ્ધ છે. આ સૃષ્ટિના કોયડાનો ઉકેલ જ એક એવી હસ્તીને માનવાથી આવી શકે છે, જે તમામ સુંદર અને સંપૂર્ણ ગુણોની સમાવેષક છે. જો તેના સાથે કોઈ એવો ગુણ જોડી દેવામાં આવે જે સૌંદર્ય અને સંપૂર્ણતાના વિરુદ્ધ હોય તો આ ઉકેલાઈ ગયેલ કોયડો ફરી

૧. સૂરઃ મુલ્ક, આ. ૧૪
૨. સૂરઃ અન્આમ, આ. ૧૭

એક કોયડો જ બનીને રહી જાય છે અને આ સૃષ્ટિ પર એ જ અંધકાર ફરીથી છવાઈ જાય છે, જેનાથી ખુદા અંગે સાચી ધારણાએ મુક્તિ અપાવી હતી.

وَلِلَّهِ الْأَسْمَاءُ الْحُسْنَىٰ فَادْعُوهُ بِهَا ۖ وَذَرُوا الَّذِينَ يُلْحِدُونَ فِي أَسْمَائِهِ ۚ
سَيُجْزَوْنَ مَا كَانُوا يَعْمَلُونَ ۝

‘‘અને અલ્લાહ માટે સારા જ ગુણો છે, તો આ જ ગુણોથી તેને પોકારો અને એ લોકોને છોડી દો, જેઓ તેના ગુણો વિશે મનોવિકૃતિ અપનાવે છે. તેઓ પોતાના કર્મોનો બદલો મેળવશે.’’ (સૂરઃ આ’રાફ, આ. ૧૮૦)

આ અનુસંધાને સૌથી વધારે મહત્ત્વ ખુદાના ભાગીદારો અને ભલામણકર્તાઓ પર શ્રદ્ધાને પ્રાપ્ત છે. આ માન્યતાથી ખુદાના તમામ મુખ્ય ગુણોનો ઈન્કાર થઈ જાય છે. કુર્આને તેમની આ વિસંગતતા અને વિરોધાભાસનું વર્ણન ખૂબ જ વિગતવાર કર્યું છે. જેમ કે ભલામણકર્તાની મધ્યસ્થી દ્વારા નિકટતા ઊભી કરવાથી અનિવાર્ય થાય છે કે ખુદાનું જ્ઞાન સર્વવ્યાપી નથી; કેમ કે જો તેનું જ્ઞાન સર્વવ્યાપી છે તો આ ભલામણકર્તાઓ તેના જ્ઞાનમાં શું વધારો કરશે ? અને જો તે પોતાના જ્ઞાન વિરુદ્ધ માત્ર તેમની ભલામણના આધારે લોકોને સદાચારી અને દુરાચારી ઠેરવશે તો તેનાથી તેના ન્યાય અને તત્ત્વદર્શિતા અને વિવેકશીલતાનો ઈન્કાર થાય છે. જો એવી ધારણા છે કે તેની કૃપા અને મહેરબાની પ્રાપ્ત કરવા કેવળ આચરણ અને આજ્ઞાપાલન જ પર્યાપ્ત નથી, બલ્કે કોઈની મધ્યસ્થી પણ અનિવાર્ય છે, તો તેના દરેક બંદાની સાથે નિકટતા, તેની સાર્વત્રિક કૃપા અને તેના ક્ષમાશીલ અને મહેરબાન હોવાનો ઈન્કાર થાય છે, અને આ એક સૌથી ખરાબ ધારણા છે, જેમાં એક બંદો પોતાના પરવરદિગાર વિશે સપડાઈ શકે છે.

આ ધારણાનુસાર, કોઈને ખુદાઈ વ્યવસ્થામાં ભાગીદાર ઠરાવવું એ ખુદાના પ્રભુત્વશાળી હોવાનો ઈન્કાર છે અથવા તેના સ્વાભિમાની હોવાનો; કેમ કે કોઈ બીજાની ભાગીદારી એ જ ખુદા સહન કરી શકે છે જેના માટે આકાશ અને ધરતીને સંભાળવું મુશ્કેલ હોય, અથવા તો પછી તે અસ્વાભિમાની હોય કે તેને પોતાની સત્તા અને અધિકારોમાં બીજાઓના હસ્તક્ષેપથી કોઈ ફરક પડતો ન હોય. ઉલૂહિયત (ઈશ્વરત્વ, પ્રભુતા)ની ધારણા આ તમામ ત્રુટિઓ અને અપૂર્ણતાઓથી તદ્દન પવિત્ર છે. કુર્આને ઠેક-ઠેકાણે આરબોને આ વિસંગતી અને વિરોધાભાસની તરફ ધ્યાન અપાવ્યું છે અને તેમનાંથી માગણી કરી છે કે તેઓ અલ્લાહતઆલા માટે કોઈ એવો ગુણ ન માને જે ખુદાઈના સર્વોચ્ચ અર્થઘટન માટે અનુચિત હોય અથવા જેનાથી એ ગુણોનો ઈન્કાર થતો હોય જેમનો સ્વીકાર તેઓ કરી ચૂક્યા હોય.

કુર્આન-મજીદમાં આ આરોપાત્મક અને વ્યંગાત્મક પાસાઓ બિલકુલ સાથે-

સાથે જોવા મળે છે અને વર્ણન-શૈલી સામાન્યતઃ વાદ-વિવાદની નહિં, બલ્કે સર્વસ્વીકૃત હકીકતના વર્ણનની હોય છે; કેમ કે એક હકીકતના ઈકરારની સાથે તેની અનિવાર્યતાઓનો ઈકરાર અને તેનાથી વિરુદ્ધ વાતોનો ઈન્કાર એક વાસ્તવિકતા છે, જેનાથી કેવળ એ જ લોકો વિમુખ થઈ શકે છે જેઓ હઠાગ્રહી હોય છે.

નિમ્નલિખિત આયત પર ઉપરોક્ત પાસાથી વિચાર કરવો જોઈએ.

وَقَالُوا اتَّخَذَ اللّٰهُ وَلَدًا ۙ سُبْحٰنَهٗ ؕ بَلْ لَّهٗ مَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ كُلٌّ لَّهٗ
قٰنِتُوْنَ ۝ بَدِيْعُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَاِذَا قَضٰۤى اَمْرًا فَاِنَّمَا يَقُوْلُ لَهٗ كُنْ فَيَكُوْنُ ۝

"અને તેઓ કહે છે કે ખુદાના પુત્રો અને પુત્રીઓ છે. તે પવિત્ર છે, બલ્કે તેના જ માટે છે જે કંઈ આકાશો અને ધરતીમાં છે. બધા જ તેના આજ્ઞાંકિત છે. સૃષ્ટા છે આકાશો અને ધરતીનો, અને જ્યારે કોઈ વાતનો નિર્ણય કરે છે તો તે કહે છે કે થઈ જા, બસ તે થઈ જાય છે." (સૂરઃ બકરહ, આ. ૧૧૬-૧૧૭)

અહીં 'سُبْحٰنَهٗ' (તે પવિત્ર છે)નો શબ્દ એક દલીલના રૂપે પ્રયુક્ત થયો છે. તેનો અર્થ એ છે કે ખુદા માટે સંતાનની કલ્પના 'ઉલૂહિયત' (ઈશ્વરત્વ, પ્રભુતા)ની ધારણાના વિરુદ્ધ છે. ઈશ્વરત્વની ધારણા તકાદો કરે છે કે તે દરેક પ્રકારની જરૂરિયાતો અને જાત-બિરાદરીના સંબંધથી ઉચ્ચતર તથા પવિત્ર અને અલગ હોય; તે આકાશ અને ધરતીનો નિર્માતા હોય, તેમને અનસ્તિત્વથી અસ્તિત્વમાં લાવ્યો હોય અને તેના પૂર્ણ સામર્થ્યની સ્થિતિ એ હોય કે જ્યારે ઈચ્છે કેવળ પોતાની આજ્ઞાથી જે વસ્તુને ચાહે અસ્તિત્વમાં લાવી દે. એક આવી જ હસ્તી ખુદા હોઈ શકે છે અને તમે ખુદા માટે આ ગુણોનો ઈન્કાર નથી કરતા, પરંતુ તેમની સાથે તમે બીજા કેટલાક એવા ગુણોને પણ માની લો છો, જે તેનાથી તદ્દન વિપરીત છે, જે ન તો ઈશ્વરત્વના અર્થને શોભાસ્પદ છે અને ન તમે માનેલા ગુણોની સાથે તે કોઈપણ રીતે અનુકૂળ છે.

બીજી જગ્યાએ ફરમાવ્યું :

قَالُوا اتَّخَذَ اللّٰهُ وَلَدًا سُبْحٰنَهٗ ؕ هُوَ الْغَنِيُّ ؕ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ
اِنْ عِنْدَكُمْ مِّنْ سُلْطٰنٍۭ بِهٰذَا ؕ

"કહે છે કે અલ્લાહને સંતાન છે. તે પવિત્ર છે. તે નિરપેક્ષ અને નિઃસ્પૃહ છે. જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે તેના જ અધિકારમાં છે. તમારી પાસે તેની કોઈ દલીલ નથી." (સૂરઃ યૂનુસ, આ. ૬૮)

એક ઠેકાણે પ્રતિમાઓ અને મૂર્તિઓની કમજોરી અને લાચારીની તરફ ઈશારો કરીને ફરમાવ્યું કે પ્રભુતાની ધારણાની આ અત્યંત નિમ્ન કોટિ છે કે આવી વિવશ

વસ્તુઓને ખુદાના સહાયક ઠેરવો. જેમને તમે સ્વયં સમર્થ અને પ્રભુત્વશાળી માનો છો, તેના સામર્થ્ય અને પ્રતાપની સૌથી મોટી સાક્ષી આ સૃષ્ટિ છે.

يَا أَيُّهَا النَّاسُ ضُرِبَ مَثَلٌ فَاسْتَمِعُوا لَهُ ۚ إِنَّ الَّذِينَ تَدْعُونَ مِن دُونِ
اللَّهِ لَن يَخْلُقُوا ذُبَابًا وَلَوِ اجْتَمَعُوا لَهُ ۖ وَإِن يَسْلُبْهُمُ الذُّبَابُ شَيْئًا لَّا
يَسْتَنقِذُوهُ مِنْهُ ۚ ضَعُفَ الطَّالِبُ وَالْمَطْلُوبُ ○ مَا قَدَرُوا اللَّهَ حَقَّ قَدْرِهِ ۗ
إِنَّ اللَّهَ لَقَوِيٌّ عَزِيزٌ ○

''હે લોકો ! એક દૃષ્ટાંત આપવામાં આવે છે, તેને ધ્યાનથી સાંભળો. ખુદાના સિવાય તમે જેમને પોકારો છો, તેઓ એક માખી પણ પેદા કરી શકતા નથી, ચાહે તેના માટે સૌ એકઠાં થઈ જાય, અને જો માખી તેમનાથી કોઈ વસ્તુ છીનવીને લઈ જાય તો તેનાથી તેને પાછી પણ લઈ શકતા નથી. માગનાર અને જેનાથી માગવામાં આવે છે તે બંને નિર્બળ. તેમણે અલ્લાહની સાચી કદર જ ન જાણી. નિઃશંક અલ્લાહ શક્તિશાળી અને પ્રભુત્વશાળી છે.'' (સૂરઃ હજ્જ, આ. ૭૩-૭૪)

એક સર્વગ્રાહી ઉદાહરણ જુઓ, જેમાં તૌહીદની આરોપાત્મક, નિંદાત્મક, બાહ્ય જગતની અને માણસની પોતાની જાતની અંદરની દલીલો એકી સાથે એક પછી એક વર્ણવવામાં આવી છે.

وَالَّذِينَ اتَّخَذُوا مِن دُونِهِ أَوْلِيَاءَ مَا نَعْبُدُهُمْ إِلَّا لِيُقَرِّبُونَا إِلَى اللَّهِ زُلْفَىٰ إِنَّ اللَّهَ
يَحْكُمُ بَيْنَهُمْ فِي مَا هُمْ فِيهِ يَخْتَلِفُونَ ۗ إِنَّ اللَّهَ لَا يَهْدِي مَنْ هُوَ كَاذِبٌ كَفَّارٌ ○
لَّوْ أَرَادَ اللَّهُ أَن يَتَّخِذَ وَلَدًا لَّاصْطَفَىٰ مِمَّا يَخْلُقُ مَا يَشَاءُ ۚ سُبْحَانَهُ ۖ هُوَ اللَّهُ الْوَاحِدُ
الْقَهَّارُ ○ خَلَقَ السَّمَاوَاتِ وَالْأَرْضَ بِالْحَقِّ ۖ يُكَوِّرُ اللَّيْلَ عَلَى النَّهَارِ وَيُكَوِّرُ النَّهَارَ
عَلَى اللَّيْلِ ۖ وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ ۖ كُلٌّ يَجْرِي لِأَجَلٍ مُّسَمًّى ۗ أَلَا هُوَ الْعَزِيزُ الْغَفَّارُ ○
خَلَقَكُم مِّن نَّفْسٍ وَاحِدَةٍ ثُمَّ جَعَلَ مِنْهَا زَوْجَهَا وَأَنزَلَ لَكُم مِّنَ الْأَنْعَامِ ثَمَانِيَةَ
أَزْوَاجٍ ۚ يَخْلُقُكُمْ فِي بُطُونِ أُمَّهَاتِكُمْ خَلْقًا مِّن بَعْدِ خَلْقٍ فِي ظُلُمَاتٍ ثَلَاثٍ ۚ ذَٰلِكُمُ اللَّهُ
رَبُّكُمْ لَهُ الْمُلْكُ ۖ لَا إِلَٰهَ إِلَّا هُوَ ۖ فَأَنَّىٰ تُصْرَفُونَ ○ إِن تَكْفُرُوا فَإِنَّ اللَّهَ غَنِيٌّ عَنكُمْ ۖ
وَلَا يَرْضَىٰ لِعِبَادِهِ الْكُفْرَ ۖ وَإِن تَشْكُرُوا يَرْضَهُ لَكُمْ ۗ وَلَا تَزِرُ وَازِرَةٌ وِزْرَ أُخْرَىٰ ۗ
ثُمَّ إِلَىٰ رَبِّكُم مَّرْجِعُكُمْ فَيُنَبِّئُكُم بِمَا كُنتُمْ تَعْمَلُونَ ۚ إِنَّهُ عَلِيمٌ بِذَاتِ الصُّدُورِ ○
وَإِذَا مَسَّ الْإِنسَانَ ضُرٌّ دَعَا رَبَّهُ مُنِيبًا إِلَيْهِ ثُمَّ إِذَا خَوَّلَهُ نِعْمَةً مِّنْهُ نَسِيَ

مَا كَانَ يَدْعُوٓا إِلَيْهِ مِن قَبْلُ وَجَعَلَ لِلَّهِ أَندَادًا لِّيُضِلَّ عَن سَبِيلِهِۦ ۚ قُلْ تَمَتَّعْ

بِكُفْرِكَ قَلِيلًا ۖ إِنَّكَ مِنْ أَصْحَٰبِ ٱلنَّارِ ۝ أَمَّنْ هُوَ قَٰنِتٌ

''અને જે લોકોએ અલ્લાહ સિવાય મદદગાર બનાવી લીધા છે, કહે છે કે અમે તો તેમને નથી પૂજતા, પણ એટલા માટે કે તેઓ અમને અલ્લાહના નિકટ કરી દે. અલ્લાહ તેમનો ફેંસલો કરશે, એ વસ્તુ વિશે જેમાં તેઓ ઝઘડી રહ્યા છે. અલ્લાહ કોઈ એવી વ્યક્તિને સન્માર્ગ નહીં દેખાડે, જે જૂઠી અને કૃતઘ્ન છે. જો અલ્લાહ ચાહતો કે પોતાના માટે સંતાન બનાવે તો જેને ચાહતો તેને પોતાના સર્જનોમાંથી પસંદ કરી લેતો. તે પવિત્ર છે. તે તો એક જ અલ્લાહ છે બધા ઉપર વર્ચસ્વશાળી. તેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું છે મહેરબાની સાથે. તે જ રાતને દિવસ ઉપર અને દિવસને રાત ઉપર ઢાંકે છે, અને સૂર્ય અને ચંદ્રને તેણે જ આધીન કરી દીધા છે. દરેક એક નિશ્ચિત મુદ્દત સુધી ચાલે છે. સાવધાન ! તે પ્રભુત્વશાળી અને ક્ષમાશીલ છે. તેણે જ એક જીવથી તમને પેદા કર્યા, પછી તેની જ જાતિથી તેની જોડ બનાવી, અને ઉતાર્યા તમારા માટે ઢોરોમાંથી આઠ પ્રકારો. તે તમારી માતાઓના પેટમાંથી તમને પેદા કરે છે, એક પછી એક રૂપ આપે છે, ત્રણ-ત્રણ આવરણોમાં. તે જ અલ્લાહ તમારો રબ છે. તેના જ માટે બાદશાહી છે. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. પછી તમે ક્યાં ભટકતા જઈ રહ્યા છો ? જો તમે કૃતઘ્નતા કરશો તો અલ્લાહ તમારાથી નિરપેક્ષ અને નિઃસ્પૃહ છે અને તે પોતાના બંદાઓ માટે કૃતઘ્નતા પસંદ કરતો નથી, અને જો કૃતજ્ઞતા કરશો તો તે તેને પસંદ કરશે, અને કોઈ બોજ ઉઠાવનાર બીજા કોઈનો બોજ નહીં ઉઠાવે. પછી તમારા રબ તરફ તમારે પાછા વળવાનું છે, ત્યારે તે બતાવી દેશે તમે જે કંઈ કર્યું છે. તે દિલોના રહસ્યોને જાણવાવાળો છે, અને માનવીને કોઈ તકલીફ પહોંચે છે તો તે પોતાના પાલનહારને પોકારે છે તેના તરફ એકાગ્ર થઈને. પછી જ્યારે તેને બક્ષે છે પોતાના તરફથી કૃપા, તો તે ભૂલી જાય છે એ વસ્તુને જેના માટે આનાથી અગાઉ તે પોકારી રહ્યો હતો, અને અલ્લાહનો ભાગીદાર બનાવી લે છે, જેથી તેના રસ્તેથી ભટકાવી દે. કહી દો, પોતાના કુફ્ર છતાં થોડી મજા માણી લે, તું જહન્નમમાં જવાવાળાઓમાંથી છે.'' (સૂરઃ ઝુમર, આ. ૩-૮)

જે વ્યક્તિ આ આયતો પર ચિંતન-મનન કરશે, તેના સામે ક્રમશઃ તૌહીદની અસરો અને શિર્કના ઇન્કારના નિમ્નલિખિત પાસાઓ આવશે.

(૧) જે લોકો ખુદાનો ભાગીદાર ઠેરવે છે, તેઓ જૂઠા અને કૃતઘ્ન છે. તેમના પાસે એ વાતનું કોઈ પ્રમાણ નથી કે ખુદાએ કોઈને પોતાનો ભાગીદાર બનાવ્યો છે. જો છે તો તેને રજૂ કરે. આ દલીલની વિગત આ પ્રકરણની શરૂઆતમાં આવી ગઈ છે, તેને ફરીથી પ્રસ્તુત કરવાની આવશ્યકતા નથી.

(૨) એ વિચાર કે ખુદાની પુત્રીઓ છે, જે તેના ત્યાં ભલામણ કરશે, તદ્દન ખોટો છે. ખુદા માટે સંતાનની કલ્પના જ ખોટી છે. ખુદાએ એક અને શક્તિશાળી તથા વર્ચસ્વશાળી હોવું જોઈએ. તે દરેક પ્રકારની જરૂરિયાતથી પર છે. તેને પુત્રીઓ અને પુત્રોની શું આવશ્યક્તા ? વધારામાં આરબો ખુદાને પુત્રીઓ છે તેવું માનતા હતા, જ્યારે કે તેઓ પોતે તો પુત્રીઓથી નફરત કરતા હતા ! એનો અર્થ એ છે કે તેઓ બેવડી ભૂલ કરી રહ્યા હતા. એક એ કે ખુદાને પુત્રીઓ છે તેનો સ્વીકાર કરતા હતા, બીજી ભૂલ એ કે સંતાનોમાંથી પણ ખુદાના હિસ્સામાં એવી સંતાન આપતા હતા, જેનાથી સ્વયં નફરત કરતા હતા.

(૩) સૃષ્ટિનું સર્જન નિરર્થક નથી થયું, બલ્કે સહેતુક તેનું સર્જન થયું છે. એનો અર્થ એ છે કે બદલાનો દિવસ જરૂર આવવાનો છે અને પૂર્ણ ન્યાયનું પ્રાગટ્ય નિશ્ચિત છે. આ ધારણાની સાથે ભલામણની કલ્પના જોડી શકાતી નથી, કેમ કે ભલામણની કલ્પના જગતના સહેતુક હોવાનો ઇન્કાર કરે છે. ભલામણ ન્યાયનો ઇન્કાર છે.

(૪) ત્યારબાદ સૃષ્ટિના સમપ્રમાણ હોવા અંગેની દલીલ અને તેની અદમ્યતા અને અજેય હોવા અંગેની દલીલ (જેનું વર્ણન ઉપર થઈ ચૂક્યું છે)થી એ પરિણામ નીકળ્યું કે આ સૃષ્ટિનો સર્જનહાર 'અઝીઝ' અને 'ગફ્ફાર' છે. 'અઝીઝ' એટલે સૌના ઉપર વર્ચસ્વશાળી અને બધાની પહોંચથી પર. કોઈ નથી જે તેની મરજી વગર તેના ત્યાં એક શબ્દ પણ બોલી શકે. 'ગફ્ફાર' એટલે ક્ષમાશીલ અને ગુનાઓ પર પરદો ઢાંકનાર. તેથી તેના ત્યાં કોઈ ભલામણકર્તાની જરૂર નથી. માણસનું પોતાનું આચરણ સ્વયં ભલામણકર્તા છે.

(૫) ત્યારપછી સર્જન અને રુબુબિયત (પ્રભુતા)ની દલીલોથી પોતાના જ્ઞાનની સર્વવ્યાપકતા અંગે દલીલ કરી અને પછી પરિણામ એ કાઢ્યું કે જેણે પેદા કર્યા, જેણે પાલન-પોષણના સાધનો ઉપલબ્ધ કર્યા, જે માતાઓના ગર્ભમાં એક ઉપર એક ત્રણ-ત્રણ આવરણોની પાછળ પોતાની કારીગરીના ચમત્કારો બતાવે છે, એ જ ખુદા અધિકારી છે એ વાતનો કે તેને રબ માનો. તેના હાથમાં ધરતી અને આકાશની બાદશાહી છે. ન તેનો કોઈ ભાગીદાર છે, ન હોવો જોઈએ.

(૬) તે પછી ન્યાયના કાનૂનનું વર્ણન કરીને ભલામણની તમામ આશાઓનો પાયો જ ખોદી નાખ્યો કે ખુદા પોતાના બંદાઓની તરફથી ન કુફ્ર પસંદ કરે છે, ન શુક્ર (કૃતજ્ઞતા)ને નાપસંદ; તો જે વ્યક્તિ ઇચ્છે તે અલ્લાહતઆલાનો કૃતજ્ઞ અને આજ્ઞાંકિત બંદો બનીને તેની પ્રસન્નતા અને નિકટતા પ્રાપ્ત કરે, અને જે ચાહે તે નિમકહરામી અને કૃતઘ્નતા કરીને તેના પ્રકોપ અને ગુસ્સામાં પોતાને સપડાવી દે. આ બંને વાતોનો આધાર

માણસના પોતાના આચરણ ઉપર છે. કોઈ બીજો માણસ ન શુક્રને કુફ્ર બનાવી શકે છે, ન કુફ્રને શુક્ર - لَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى (કોઈ બોજ ઉઠાવનાર બીજાનો બોજ નહીં ઉઠાવે).

(૭) ત્યારબાદ પોતાના સર્વવ્યાપી જ્ઞાનનું વર્ણન કરીને ભલામણની જરૂરતનો ઈન્કાર કરી દીધો કે તે દિલોના રહસ્યો સુદ્ધાંથી વાકેફ છે, કોઈ બીજો તેના જ્ઞાનમાં શું વધારો કરશે ?

(૮) અંતમાં, તૌહીદની એ દલીલ વર્ણવી છે કે જે માનવીની પ્રાકૃતિક કમજોરી અને દરિદ્રતા અંગેની દલીલ વિષયક અમે માનવીની પોતાની જાતમાં રહેલ દલીલો હેઠળ વર્ણવી ચૂક્યા છીએ. અહીં તેના પુનરાવર્તનની આવશ્યકતા નથી.

આ તમામ અનિવાર્યતાઓ અને શુદ્ધિકરણ પછી ખુદાની કલ્પના, જે રૂપમાં દુનિયાની સામે આવી, તેનું એક ઉમદા ઉદાહરણ 'આયતુલ કુર્સી' છે :

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَیُّ الْقَیُّوْمُ ۚ لَا تَاْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ؕ لَهٗ مَا فِی السَّمٰوٰتِ
وَمَا فِی الْاَرْضِ ؕ مَنْ ذَا الَّذِیْ یَشْفَعُ عِنْدَهٗۤ اِلَّا بِاِذْنِهٖ ؕ یَعْلَمُ مَا بَیْنَ اَیْدِیْهِمْ
وَمَا خَلْفَهُمْ ۚ وَلَا یُحِیْطُوْنَ بِشَیْءٍ مِّنْ عِلْمِهٖۤ اِلَّا بِمَا شَآءَ ۚ وَسِعَ كُرْسِیُّهُ السَّمٰوٰتِ وَ
الْاَرْضَ ۚ وَلَا یَـُٔوْدُهٗ حِفْظُهُمَا ۚ وَهُوَ الْعَلِیُّ الْعَظِیْمُ ۝

''અલ્લાહ, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, શાશ્વત જીવંત-સત્તા, જે સમગ્ર સૃષ્ટિને સંભાળી રહી છે, ન તેને ઝોંકું આવે છે અને ન ઊંઘ. જે કંઈ આકાશો અને ધરતીમાં છે બધું તેનું જ છે. કોણ છે જે તેની હજૂરમાં તેની પરવાનગી વગર ભલામણ કરી શકે ? તે જાણે છે જે કંઈ તેમના સામે છે અને જે કંઈ તેમના પાછળ છે, અને તેના જ્ઞાનમાંથી કોઈ વસ્તુ તેમની સમજ અને પકડમાં આવી શકતી નથી, સિવાય કે જે કંઈ તે ચાહે. તેની 'કુર્સી' (શાસન) આકાશો અને ધરતી પર વ્યાપ્ત છે અને તેની સુરક્ષા તેને થકવી શકતી નથી અને તે મહાન અને સર્વોપરી છે.'' (સૂરઃ બકરહ, આ. ૨૫૫)

બીજું ખૂબ જ સુંદર અને સર્વગ્રાહી ઉદાહરણ સૂરઃ હશ્રમાં છે અને તેમાં નિંદાની જગ્યાએ સ્વીકારનું પાસું છે.

هُوَ اللّٰهُ الَّذِیْ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ عٰلِمُ الْغَیْبِ وَالشَّهَادَةِ ۚ هُوَ الرَّحْمٰنُ الرَّحِیْمُ ۝
هُوَ اللّٰهُ الَّذِیْ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْمَلِكُ الْقُدُّوْسُ السَّلٰمُ الْمُؤْمِنُ الْمُهَیْمِنُ الْعَزِیْزُ
الْجَبَّارُ الْمُتَكَبِّرُ ؕ سُبْحٰنَ اللّٰهِ عَمَّا یُشْرِكُوْنَ ۝ هُوَ اللّٰهُ الْخَالِقُ الْبَارِئُ الْمُصَوِّرُ لَهُ
الْاَسْمَآءُ الْحُسْنٰى ؕ یُسَبِّحُ لَهٗ مَا فِی السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ وَهُوَ الْعَزِیْزُ الْحَكِیْمُ ۝

''તે જ અલ્લાહ છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. દૃશ્ય અને અદૃશ્ય દરેક

વસ્તુને જાણવાવાળો, તે અત્યંત કૃપાળુ અને અત્યંત દયાળુ છે. તે જ અલ્લાહ છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તે સમ્રાટ, પવિત્ર, સુખ અને શાંતિ પ્રદાન કરવાવાળો, સંરક્ષક, પ્રભુત્વશાળી, મહામાન્ય, વાસ્તવમાં મોટાઈવાળો, પવિત્ર છે અલ્લાહ એ વસ્તુઓથી જેમને આ લોકો ભાગીદાર ઠરાવે છે. તે જ અલ્લાહ છે સર્જન કરવાવાળો (Designer), અસ્તિત્વમાં લાવનાર, રૂપ આપનાર, તેના જ માટે છે તમામ સારા ગુણો. તેના જ ગુણગાન કરે છે આકાશો અને ધરતીની તમામ વસ્તુઓ, અને તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે." (આ. ૨૨-૨૪)

આ સંદર્ભમાં સૂરઃ ઈખ્લાસને નજર સમક્ષ રાખવી જોઈએ.

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۚ اَللّٰهُ الصَّمَدُ ۚ لَمْ يَلِدْ ۙ وَلَمْ يُوْلَدْ ۙ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ۚ

"કહો, તે અલ્લાહ છે, ફક્ત એક અને અદ્વિતીય. ન કોઈનો પિતા, ન કોઈનો પુત્ર; અને ન કોઈ તેનો સમકક્ષ છે."

ખુદાની આ ધારણા એ સર્વસ્વીકૃત વાતોના પાયા પર બની છે, જેને આરબો સ્વીકારતા હતા. કુર્આને એ કર્યું કે જે ગુણોને આરબો માનતા હતા, તેની અનિવાર્યતાઓને પણ તેણે તેમના સામે મૂકી દીધી કે તેમનો પણ સ્વીકાર કરો. તદનુસાર જે વાતોથી આ સર્વસ્વીકૃત વાતો અથવા તેની અનિવાર્યતાઓનો ઈન્કાર થતો હતો, તેમનાથી માગણી કરી કે તેમનો ઈન્કાર કરી દો.

એ જ પ્રમાણે આ ગુણોના સ્વીકારથી સ્વીકાર કરનારાઓ પર અલ્લાહતઆલાના જે હક્કો લાગુ થતા હતા, તેમનો પણ કોઈપણ પ્રકારની ભાગીદારી વગર સ્વીકાર કરવાની માગણી કરી.

સૂરઃ આ'રાફમાં એ સાબિત કર્યા પછી કે જેણે સર્જન કર્યું છે, અનિવાર્યપણે એ જ રબ છે, અને હુકમ અને મનાઈનો અધિકાર તેને જ પ્રાપ્ત છે, એ પરિણામ કાઢ્યું કે છૂપું અને જાહેર તથા આશા અને નિરાશા એમ દરેક સ્થિતિમાં તેને જ પોકારવું જોઈએ. મુશ્કેલીઓને આસાન કરનાર અને જોખમો અને મુસીબતોને દૂર કરનાર તથા આશાઓને પૂરી કરનાર એ જ છે - (પોતાના રબને પોકારો આજીજીપૂર્વક અને ચુપકે-ચુપકે)[૧] - (અને અલ્લાહને જ પોકારો ડર અને અભિલાષા સાથે)[૨]. સૂરઃ બકરહમાં ફરમાવ્યું કે જેને સર્જનહાર માનો છો તેની જ બંદગી અને આજ્ઞાપાલન પણ કરો, બીજાઓને આ બંદગી અને આજ્ઞાપાલનમાં ભાગીદાર ન બનાવો.

يٰٓاَيُّهَا النَّاسُ اعْبُدُوْا رَبَّكُمُ الَّذِىْ خَلَقَكُمْ

૧. સૂરઃ આ'રાફ, આ. ૫૫
૨. સૂરઃ અન્આમ, આ. ૫૬

"હે લોકો ! પોતાના એ રબની બંદગી કરો, જેણે તમને પેદા કર્યા." (આ.૨૧)

આ બંદગી માટે દરેક ઠેકાણે એ શરત મૂકી કે વિશુદ્ધ આજ્ઞાપાલનની સાથે તેની બંદગી કરો – مُخْلِصِينَ لَهُ الدِّينَ[1] અર્થાત્ એ ઉચિત નથી કે ઈબાદત ખુદાની કરવામાં આવે અને આજ્ઞાપાલન કોઈ બીજાનું, અને لَا إِلَٰهَ إِلَّا هُوَ فَادْعُوهُ مُخْلِصِينَ لَهُ الدِّينَ[2] (તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. બસ, તેને જ પોકારો તેના જ માટે આજ્ઞાપાલનને વિશુદ્ધ કરીને.)

એ જ પ્રમાણે ફરમાવ્યું કે જે રબ માટે આકાશ અને ધરતીની બાદશાહી સિદ્ધ છે, પ્રશંસા અને કૃતજ્ઞતાનો અધિકારી પણ તે જ છે – لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ[3] (તેની જ બાદશાહી છે અને તેના જ માટે કૃતજ્ઞતા છે.)

સૂરઃ બકરહમાં જ ખુદાને વાસ્તવિક કૃપાળુ સાબિત કર્યા પછી ફરમાવ્યું કે તેને જ વાસ્તવિક પ્રેમનું કેન્દ્ર હોવું જોઈએ – وَالَّذِينَ آمَنُوا أَشَدُّ حُبًّا لِّلَّهِ[4] પછી આ જ અનુસંધાનમાં ફરમાવ્યું કે જ્યારે બધું જ ખુદાની બક્ષિસથી મળ્યું છે તો કેવળ ખુદાને જ તેને હરામ (અવૈધ) અને હલાલ (વૈધ) કરવાનો અધિકાર પ્રાપ્ત છે. બીજા માટે તેને હલાલ કે હરામ કરવાના અધિકારને માનવું અથવા બીજાઓએ તેને હલાલ કે હરામ કરવું શિર્ક છે. (જુઓ, સૂરઃ બકરહ, આ. ૧૬૩-૧૬૯)

સૂરઃ નહ્લ, આ. ૪૮-૫૯ માં આકાશ અને ધરતીમાં એક જ ખુદાનું સાર્વભૌમત્વ સાબિત કર્યા પછી તેનું અનિવાર્ય પરિણામ એ બતાવ્યું કે – فَإِيَّايَ فَارْهَبُونِ (આથી તમે મારાથી જ ડરો – આ.૫૧) અને ગૈરુલ્લાહ (અલ્લાહ સિવાય બીજાઓ)થી ડરવા અંગે આશ્ચર્ય પ્રગટ કર્યું – أَفَغَيْرَ اللَّهِ تَتَّقُونَ (પછી શું તમે અલ્લાહ સિવાય બીજા કોઈથી ડરો છો ? આ.૫૨)

સૂરઃ અન્આમમાં ફરમાવ્યું કે જે આકાશ અને ધરતીનો રચયિતા છે, અનિવાર્ય છે કે તેને જ પાલક અને સહાયક બનાવવામાં આવે અને પોતાને સંપૂર્ણપણે તેને સમર્પિત કરી દેવામાં આવે.

قُلْ أَغَيْرَ اللَّهِ أَتَّخِذُ وَلِيًّا فَاطِرِ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَهُوَ يُطْعِمُ وَلَا يُطْعَمُ ۗ قُلْ إِنِّي أُمِرْتُ
أَنْ أَكُونَ أَوَّلَ مَنْ أَسْلَمَ

"કહો, શું હું અલ્લાહ સિવાય, જે આકાશો અને ધરતીનો સર્જનહાર છે, બીજા

૧. સૂરઃ આ'રાફ-૨૯, યૂનુસ-૨૨, અન્કબૂત-૬૫, લુકમાન-૩૨, મુ'મિન-૧૪ અને ૬૫, બય્યિનહ-૫
૨. સૂરઃ મુ'મિન, આ. ૬૫
૩. સૂરઃ તગાબુન, આ. ૧
૪. જેઓ ઈમાનવાળા છે તેમણે અલ્લાહને જ સૌથી વધારે પ્રેમ કરવો જોઈએ. – સૂરઃ બકરહ, આ. ૧૬૫

કોઈને પોતાનો સંરક્ષક બનાવી લઉં? જ્યારે કે તે ખવડાવે છે, ખાતો નથી. કહો, મને તો આદેશ કરવામાં આવ્યો છે કે હું સૌથી પહેલો અલ્લાહ સમક્ષ આજ્ઞાપાલમાં માથું ઝુકાવી દઉં." (આ. ૧૪)

સૂરઃ યૂનુસમાં અલ્લાહત્આલાને માર્ગદર્શક સાબિત કર્યા પછી ફરમાવ્યું કે તે જ એ વાતનો અધિકારી છે કે તેનું આજ્ઞાપાલન કરવામાં આવે.

قُلْ هَلْ مِنْ شُرَكَآئِكُمْ مَّنْ يَّهْدِيْٓ اِلَى الْحَقِّ ۭ قُلِ اللّٰهُ يَهْدِيْ لِلْحَقِّ ۭ اَفَمَنْ يَّهْدِيْٓ اِلَى الْحَقِّ اَحَقُّ اَنْ يُّتَّبَعَ اَمَّنْ لَّا يَهِدِّيْٓ اِلَّآ اَنْ يُّهْدٰى ۚ فَمَا لَكُمْ ۣ كَيْفَ تَحْكُمُوْنَ

"પૂછો, તમે ઠેરવેલા ભાગીદારોમાંથી કોઈ છે જે સત્યની તરફ માર્ગદર્શન કરતો હોય? તો કહી દો કે અલ્લાહ સત્ય માટે માર્ગદર્શન આપે છે. શું તે જે સત્ય તરફ માર્ગદર્શન કરતો હોય એ વધારે હકદાર છે એ વાતનો કે તેનું આજ્ઞાપાલન કરવામાં આવે કે પછી તે જે સન્માર્ગ પામતો નથી, સિવાય કે તેનું માર્ગદર્શન કરવામાં આવે? તમે કેવો નિર્ણય કરો છો?" (આ. ૩૫)

સૂરઃ ફાતિહામાં જગતના રબનો જ એ હક્ક બતાવ્યો છે કે કૃતજ્ઞતા તેના જ માટે હોય, બંદગી એની જ કરવામાં આવે. મદદ તેનાથી જ માગવામાં આવે - اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ (અમે તારી જ ઈબાદત કરીએ છીએ અને તારાથી જ મદદ માગીએ છીએ.)

ટૂંકમાં, જે વ્યક્તિ ખુદાને એક માને છે, તેના માટે અનિવાર્ય છે કે તે ખુદાના અધિકારોમાં કોઈ પણ રીતે બીજાને ભાગીદાર બનાવીને તેના ગુણોનો ઈન્કાર કે તેના અધિકારોને ખોટા ન ઠેરવે. જેમ કે જે વ્યક્તિ ખુદાને જાહેર અને છુપું તમામનો જ્ઞાતા માને છે તે કોઈને ભલામણકર્તા કે સિફારસ કરનાર માનીને તેના સર્વજ્ઞાની હોવાનો ઈન્કાર ન કરે. જે વ્યક્તિ ખુદાને કૃપાળુ અને દયાળુ માને છે તે ભલામણની માન્યતા રાખીને ખુદાના ન્યાય અંગે સંદેહ ન કરે.[1] જે માણસ ખુદાને બાદશાહ માને છે તે તેની

૧. શફાઅત (કયામતના દિવસે અલ્લાહ સમક્ષ કોઈના માટે ભલામણ કરવી)ની આસ્થા મુશ્રિકો પોતાના ભલામણકર્તા વિશે રાખતા હતા અને જેનાથી ખુદાના ગુણોમાં ભાગીદારી અને તેના જ્ઞાન અને ન્યાય અને વિવેકશીલતાનો ઈન્કાર થતો હતો, તે શિર્ક અને કુફ્ર છે, અને કદાપિ જાયઝ નથી કે આ પ્રકારની શફાઅતની આસ્થા ફરિશ્તાઓ અને પયગંબરો અને સદાચારી વિશે રાખવામાં આવે. કુર્આન-મજીદમાં આ વાતની સ્પષ્ટ ચોખવટ કરી દેવામાં આવી છે કે કોઈને પણ ખુદાના ત્યાં હિંમત નહીં હોય. બધા તેના સામે વિનમ્ર અને કમજોર ઊભા હશે. ઉપરાંત, કોઈ વ્યક્તિ અલ્લાહની પરવાનગી વિના તેના હજુરમાં જબાન નહીં ખોલી શકે. વધારામાં એક શબ્દ પણ સત્યની વિરુદ્ધ નહીં કહી શકે, અને કોઈ ભલામણ એવી નહીં હોય જેનાથી સાચું ખોટું થઈ જાય અને ખોટું સાચું થઈ જાય. આમ, પયગંબરો અને સદાચારીઓ અને ફરિશ્તાઓથી જે શફાઅત સાબિત છે તે આ મુશ્રિકો જેવી શફાઅતથી તદ્દન ભિન્ન છે. આ વિશે વિસ્તૃત ચર્ચા ઈન્શાઅલ્લાહ અમે 'હકીકતે મઆદ' (આખિરતની હકીકત)માં કરીશું. બીજી કેટલીક જરૂરી વાતોનો ઉલ્લેખ 'હકીકતે રિસાલત'માં કરીશું.

બાદશાહીમાં કોઈ બીજાનું આજ્ઞાપાલન ન કરે. જે ખુદાને પવિત્ર અને દોષરહિત માને છે તે પવિત્રતાને તેના ત્યાં નિકટતાનું સાધન બનાવે, ન કે ખુદાના ભાગીદારોને. જે વ્યક્તિ ખુદાને 'સલામ' અર્થાત્ સુખ અને ચેન માને છે તે સુખ અને ચેન તેનાથી જ માગે. જે તેને શાંતિ પ્રદાન કરવાવાળો માને છે તે તેનું જ શરણ લે. જે તેને વિશ્વસનીય માને છે તે તેના પર જ ભરોસો કરે અને તેનાથી મદદ માગે. જે તેને પ્રભુત્વશાળી અને સર્વોપરી માને છે તે તેના આગળ બધાને એકસમાન રીતે કમજોર અને વિનમ્ર માને. જે તેને સ્વાભિમાની માને છે તો અનિવાર્ય છે કે તે કોઈ અન્યને સિજદો કરીને તેના સ્વાભિમાન અને મોટાઈને જોશ ન અપાવે. જે ખુદાને જ સર્જનહાર, અસ્તિત્વ પ્રદાન કરનાર અને રૂપ-આકાર આપનાર માને છે તો અનિવાર્ય છે કે તેના જ્ઞાનને સર્વવ્યાપી અને તેના સામર્થ્યને પૂર્ણ સમજે.

૩. ન્યાયની દલીલો :

માનવીની પોતાની જાત વિશેની તૌહીદની દલીલોમાં અમે પુરવાર કરી ચૂક્યા છીએ કે ન્યાય માનવીની પ્રકૃતિ છે અને આ ન્યાય માનવીને એક ખુદાની કૃતજ્ઞતા અને તેની બંદગી માટે વિવશ કરે છે. આ ન્યાયની ચેતનાને કુર્આને પ્રાકૃતિક તબક્કાથી સરખાવી છે અને તેની જવાબદારી દરેક મનુષ્ય પર નાખી છે. ત્યાં આ દલીલ સામાન્ય દલીલની હેસિયતથી વર્ણવવામાં આવી છે અને તેની હુજ્જત (દલીલ) આરબવાસીઓ અને તમામ મનુષ્યો પર એકસમાન હતી. કુર્આને આ જ મૂળ વાતથી બીજી કેટલીક વિશિષ્ટ દલીલો પણ વર્ણવી, જેમાં માનવીય પ્રકૃતિ અને આરબોની સર્વમાન્ય વાતો બંને સામેલ હતી. જેમ કે, આરબવાસીઓ ખુદાને જ સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર અને રોજી આપવાવાળો માનતા હતા, પણ રબ અને બાદશાહ બીજાઓને પણ માનતા હતા અને પછી તેમનો દરજ્જો એટલી હદે વધારી દેતા કે તેમને ખુદાના સમકક્ષ લાવીને મૂકી દેતા, બલ્કે ક્યારેક તો સ્વયં ખુદાથી પણ વધારી દેતા. કુર્આને તેમની સર્વસ્વીકૃત વાતો અને માનવી પ્રકૃતિની ન્યાયપ્રિયતાના આધારે તેમને પ્રશ્ન કર્યો કે જ્યારે તમે પોતાના માટે એ વસ્તુ પસંદ નથી કરતા કે પોતાના ગુલામો અને સેવકોને દરજ્જા અને રોજીમાં પોતાના બરાબરના ભાગીદાર ઠેરવો, તો પછી જેમને ખુદાના સર્જનો અને સેવકો માનો છો તેમને ખુદાની સત્તા અને ખુદાના અધિકારોમાં કેમ ભાગીદાર બનાવો છો ? તમારી પ્રકૃતિ જે વાતનો પોતાના માટે ઇન્કાર કરે છે, એ જ વાતને મહાન પ્રભુત્વશાળી અલ્લાહ માટે કેવી રીતે ચલાવી લે છે ? થવું એ જોઈતું હતું કે ખુદા વિશે તમે એનાથી ખૂબ નફરત કરતા. આ મૂળ વાતને સામે રાખીને નિમ્નલિખિત આયતો પર ચિંતન-

મનન કરવું જોઈએ. આમાં આ દલીલ વિભિન્ન રીતે વર્ણવવામાં આવી છે.

وَاللّٰهُ فَضَّلَ بَعْضَكُمْ عَلٰى بَعْضٍ فِى الرِّزْقِ ۚ فَمَا الَّذِيْنَ فُضِّلُوْا بِرَآدِّىْ رِزْقِهِمْ عَلٰى مَا مَلَكَتْ
اَيْمَانُهُمْ فَهُمْ فِيْهِ سَوَآءٌ ۚ اَفَبِنِعْمَةِ اللّٰهِ يَجْحَدُوْنَ ۝ وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّنْ اَنْفُسِكُمْ
اَزْوَاجًا وَّجَعَلَ لَكُمْ مِّنْ اَزْوَاجِكُمْ بَنِيْنَ وَحَفَدَةً وَّرَزَقَكُمْ مِّنَ الطَّيِّبٰتِ ۚ اَفَبِالْبَاطِلِ
يُؤْمِنُوْنَ وَبِنِعْمَتِ اللّٰهِ هُمْ يَكْفُرُوْنَ ۝ وَيَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَمْلِكُ لَهُمْ رِزْقًا
مِّنَ السَّمٰوٰتِ وَالْاَرْضِ شَيْـًٔا وَّلَا يَسْتَطِيْعُوْنَ ۝ فَلَا تَضْرِبُوْا لِلّٰهِ الْاَمْثَالَ ۚ اِنَّ اللّٰهَ يَعْلَمُ وَ
اَنْتُمْ لَا تَعْلَمُوْنَ ۝ ضَرَبَ اللّٰهُ مَثَلًا عَبْدًا مَّمْلُوْكًا لَّا يَقْدِرُ عَلٰى شَىْءٍ وَّمَنْ رَّزَقْنٰهُ مِنَّا
رِزْقًا حَسَنًا فَهُوَ يُنْفِقُ مِنْهُ سِرًّا وَّجَهْرًا ۚ هَلْ يَسْتَوٗنَ ۚ اَلْحَمْدُ لِلّٰهِ ۚ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ۝
وَضَرَبَ اللّٰهُ مَثَلًا رَّجُلَيْنِ اَحَدُهُمَآ اَبْكَمُ لَا يَقْدِرُ عَلٰى شَىْءٍ وَّهُوَ كَلٌّ عَلٰى مَوْلٰىهُ ۙ اَيْنَمَا
يُوَجِّهْهُّ لَا يَاْتِ بِخَيْرٍ ۚ هَلْ يَسْتَوِىْ هُوَ ۙ وَمَنْ يَّاْمُرُ بِالْعَدْلِ ۙ وَهُوَ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ۝

''અને અલ્લાહે તમારામાંથી કેટલાકને કેટલાક ઉપર રોજીમાં શ્રેષ્ઠતા આપી છે, તો તેઓ જેમને શ્રેષ્ઠતા પ્રદાન કરવામાં આવી છે, તેઓ પોતાની રોજી પોતાના સેવકોને નથી આપી દેતા કે પરસ્પર સમકક્ષ થઈ જાય. શું તેઓ અલ્લાહની કૃપાનો ઈન્કાર કરે છે ? અને અલ્લાહે તમારા માટે તમારી જાતિમાંથી પત્નીઓ બનાવી અને તમારી પત્નીઓથી તમારા માટે પુત્રો અને પૌત્રો પેદા કર્યા અને તમને શુદ્ધ વસ્તુઓથી રોજી પ્રદાન કરી, તો શું તેઓ અસત્ય પર ઈમાન લાવે છે ? અને અલ્લાહ સિવાય એવી વસ્તુઓની બંદગી કરે છે, જેઓ તેમના માટે આકાશ અને ધરતીથી સહેજ પણ ન રોજી પર અધિકાર ધરાવે છે અને ન અધિકાર મેળવી શકે છે; તો અલ્લાહ માટે દૃષ્ટાંતો ન ઘડો. અલ્લાહ જાણે છે અને તમે નથી જાણતા. અલ્લાહતઆલા દૃષ્ટાંત વર્ણવે છે એક ગુલામ સેવકનું, જે કોઈ વસ્તુ પર અધિકાર નથી રાખતો અને એ (સ્વતંત્ર વ્યક્તિ)નું જેને અમે રોજી આપી છે અને તે તેમાંથી જાહેરમાં અને છૂપી રીતે ખર્ચ કરે છે. શું તે બંને બરાબર હશે ? આભાર અલ્લાહનો છે, બલ્કે તેમનામાંથી મોટાભાગના લોકો જાણતા નથી; અને દૃષ્ટાંત આપે છે બે માણસોનું. એક મૂંગો છે જે કોઈ વસ્તુ પર સામર્થ્ય ધરાવતો નથી અને તે પોતાના માલિક પર એક બોજ છે, જ્યાં તેને મોકલે છે, કોઈ કામ વ્યવસ્થિત કરીને નથી આવતો. શું આ અને તે વ્યક્તિ જે ન્યાયની આજ્ઞા આપે છે અને તે સન્માર્ગ પર હોય, બંને બરાબર હશે ?'' (સૂરઃ નહ્લ, આ. ૭૧-૭૬)

દલીલનો આ જ આધાર સૂરઃ નજ્મની આ આયતમાં પણ છે.

أَلَكُمُ الذَّكَرُ وَلَهُ الْأُنْثَىٰ ۝ تِلْكَ إِذًا قِسْمَةٌ ضِيزَىٰ ۝

''શું તમારા માટે પુત્રો અને અલ્લાહ માટે પુત્રીઓ ? આ તો ખૂબ જ ખરાબ વહેંચણી છે ?'' (આ. ૨૧-૨૨)

### ૪. એહલે કિતાબ અને મુનાફિકો :

યહૂદીઓ અને ઈસાઈઓ તથા મુનાફિકો, જેમ કે અમે 'હકીકતે શિર્ક'માં વર્ણવી ચૂક્યા છીએ, સામાન્યતઃ કાં તો ખુદાના ગુણોની સાચી કલ્પનામાં ભટકતા હતા અથવા તેમનાથી વિપરિત વસ્તુઓને માનતા હતા અથવા એ ગુણોની અનિવાર્યતાઓને સ્વીકારવાથી દૂર ભાગતા હતા. આ કારણસર તેમના સામે સામાન્ય દલીલોની જગ્યાએ વિશિષ્ટ દલીલો પ્રસ્તુત કરવામાં આવતી હતી. તેમના સામે તેમની સર્વસ્વીકૃત વાતો મૂકી દેવામાં આવી છે અને તેમનાથી માગણી કરવામાં આવી છે કે જે વાતો તેનાથી વિરુદ્ધ તેમણે માની લીધી છે તેને ત્યજી દો, અને જે વાતો તેનાથી અનિવાર્ય થતી હોય તેને સ્વીકારી લો. તેમના સામે તૌહીદની હકીકત જે રીતે પ્રસ્તુત કરવામાં આવી છે, તેની વિગત અમે 'હકીકતે શિર્ક'માં વર્ણવી ચૂક્યા છીએ. અહીં તેના પુનરાવર્તનની જરૂર નથી. કેવળ દલીલની શૈલી અને તેનો આધાર સ્પષ્ટ કરવા માટે કેટલીક વાતો તરફ ઈશારો કરી દેવો પર્યાપ્ત હશે.

જેમ કે, એહલે કિતાબના ત્યાં એ વસ્તુ સામાન્ય હતી કે ખુદા સિવાય કોઈ રબ નથી. કુર્આને તેમનાથી માગણી કરી કે જો આ વાત માનો છો તો મસીહ અલૈ. અને 'અહબાર' (ધાર્મિક નેતાઓ) અને 'રુહબાર' (સંન્યાસીઓ)ને રબ ન બનાવો, અને તેની સાથે એ વાત પણ સ્પષ્ટ કરી દીધી કે કોઈના માટે આજ્ઞા અને મનાઈનો અબાધિત હક્ક સ્વીકારી લેવો એ તેને રબ બનાવી લેવું છે, ચાહે મોઢેથી તેને રબ કહો કે ન કહો. એ જ પ્રમાણે યહૂદીઓને પોતાના માટે એ ભ્રમણા હતી કે તેઓ અલ્લાહના પ્રિય અને વ્હાલા છે અને બંદગીથી પર હોવાનું સ્થાન ધરાવે છે. કુર્આને તેમના એ ઇતિહાસથી જેને તેઓ માનતા હતા, સાબિત કરી દીધું કે તેમનો આ વિચાર ખોટો છે. તેમનો ઇતિહાસ સાક્ષી છે કે જ્યારે પણ તેમણે ખુદાની બંદગી અને આજ્ઞાપાલનથી બહાર પગ મૂક્યો છે, ખુદાએ તેમને ખૂબ જ દાખલારૂપ સજાઓ આપી છે, જે એ વાતનો સ્પષ્ટ પુરાવો છે કે તેમનું સ્થાન મનુષ્યત્વથી કંઈ વધારે નથી. ઉપરાંત, હઝરત ઇબ્રાહીમ અલૈ.નું આખું વૃત્તાંત તેમને સંભળાવીને તેમના ઉપર એ હકીકત સ્પષ્ટ કરી દીધી કે તેમને ખુદાને ત્યાં જે નિકટતા અને સ્થાન પ્રાપ્ત થયું, તે બંદગી અને આજ્ઞાપાલનનું પરિણામ હતું, તો પછી તેમના જ સંતાનોને ખુદાઈનો દરજ્જો કેવી રીતે મળી જશે ?

એ જ રીતે ઈસાઈઓએ હઝરત મસીહ અલૈ.ના ચમત્કારિક જન્મને તેમના ખુદાં હોવાના રૂપમાં પ્રસ્તુત કર્યું, તો કુર્આને તેમણે સ્વીકારેલ વાતોથી તેમના વિરુદ્ધ હુજ્જત પ્રસ્તુત કરી કે તમે આદમ અલૈ. અને યાહ્યા અલૈ.ના જન્મને પણ ચમત્કાર માનો છો, પણ તેમના ખુદા હોવાનો દાવો નથી કરતા. ઉપરાંત, હઝરત મસીહ અલૈ. અને તેમની માતાનું ભોજન કરવું પણ તેમના મનુષ્ય હોવાના પુરાવા રૂપે પ્રસ્તુત કર્યું, કેમ કે ભોજન કરવું પણ યહૂદીઓ અને ઈસાઈઓને ત્યાં મનુષ્ત્વની એક મજબૂત દલીલ હતી અને આ જ દલીલથી હઝરત મસીહ અલૈ.એ પોતાના વિશે પોતાના શિષ્યોની એક ગેરસમજને દૂર કરી હતી, જેની વિગત 'હકીકતે શિર્ક'માં આવી ગઈ છે. ઉપરાંત, હઝરત મસીહ અલૈ.ના કેટલાક કથનોનો જે ખોટો અનુવાદ કરવામાં આવ્યો હતો, કુર્આને તેને પણ સુધારી લીધો. જેમ કે હઝરત મસીહ અલૈ.ના મોઢેથી વારંવાર ઇંજીલમાં એની નોંધ છે ''મારા પિતા અને તમારા પિતા'; કુર્આને તેનું અર્થઘટન رَبِّي وَرَبَّكُمْ – મારો રબ અને તમારો રબ કર્યું છે અને આ અર્થઘટન ઇંજીલોના અન્ય વર્ણનો, ઉપરાંત ઇંજીલોની મૂળ ભાષા અર્થાત્ ઇબ્રાનીના તદ્દન અનુરૂપ છે.

મુનાફિકોની બધી અજ્ઞાનતા એ અનિવાર્યતાઓ અને હક્કોને સમજવામાં હતી, જે ખુદા અને તેના ગુણો પર ઈમાન લાવવાથી બંદાઓ ઉપર લાગુ થાય છે, અને આ અજ્ઞાનતાનું કારણ એ નહોતું કે આ અનિવાર્યતાઓને સમજવામાં તેમને કોઈ સંદેહ હતો. આ તમામ વાતો બિલકુલ સ્પષ્ટ હતી અને જો તેમાં કોઈ સંદેહ કે દ્વિધા હતી તો તે કુર્આનની વારંવાર સ્પષ્ટતાથી દૂર થઈ ગઈ હતી. પરંતુ મુનાફિકોની બીમારી વૈચારિક નહોતી, બલ્કે દિલની બીમારી હતી. તેમના હૃદયોમાં એટલી હિંમત નહોતી કે તેઓ તૌહીદના તકાદાઓને પૂરા કરી શકતા. તેથી જો એક માર્ગથી તેઓ ખુદાના દીનમાં દાખલ થતા હતા, તો બીજા માર્ગથી નાસી જવા તૈયાર રહેતા હતા. તેમની આ કમજોરીને દૂર કરવા માટે કુર્આને એક તરફ તો અલ્લાહત્આલાની કુદરતના એ ચમત્કારોનું વર્ણન કર્યું, જે મુસલમાનોની ઓછી સંખ્યા અને કમજોરી છતાં તેમના વિજય અને સફળતાના રૂપમાં જાહેર થયા, અને બીજી તરફ તૌહીદના તમામ પાસાઓની સંપૂર્ણ સ્પષ્ટતા કરી. તેથી એ તમામ સૂરઃઓ જેમાં મુનાફિકોને સંબોધન કરવામાં આવ્યું છે, એ બતાવવામાં આવ્યું છે કે આ સૃષ્ટિની તમામ વસ્તુઓ એક અલ્લાહની આગળ વિનમ્ર અને તેની પ્રશંસા અને ગુણગાનમાં વ્યસ્ત છે; જેથી ખુદાના ગુણગાન અને પ્રશંસામાં સમગ્ર સૃષ્ટિની આ સમદશતાને જોઈને તેમના હૃદયોમાં હિંમત પેદા થાય અને એ વિચારથી તેમના દિલ બેસી ન જાય કે આ માર્ગે ચાલવાવાળા ખૂબ ઓછા છે. બલ્કે એ જોઈને તેમનો ઉત્સાહ વધે કે થોડાઘણાં નિમકહરામ અને અકૃતજ્ઞ લોકો સિવાય સમગ્ર સૃષ્ટિ આ માર્ગે આગળ સફર કરી રહી છે અને કાફલાઓથી ભરપૂર સડક આ જ છે, જે બાહ્ય રૂપે સુનસાન

દેખાઈ રહી છે. કુર્આન-મજીદમાં જે લોકો 'મુસબ્બિહાત'[1]ના આત્માને સમજી ગયા છે, તેમને અમારા ઈશારઓને સમજવામાં કોઈ મુશ્કેલી નહીં આવે.



૧. 'મુસબ્બિહાત'થી અમારો આશય એ સૂરઃઓ છે, જે 'سبّح' અને 'يسبّح'થી શરૂ થાય છે. આ સૂરઃઓમાં સામાન્ય રીતે સંબોધન એ મુનાફિકોને છે, જેમણે જબાનથી ઈકરાર તો સંપૂર્ણ તૌહીદનો કરી લીધો હતો, પણ તેની જવાબદારીઓ ઉઠાવવામાં ઓછા મનથી કામ લઈ રહ્યા હતા અને મક્કાના મુશ્રિકો અને યહૂદીઓની જૂથબંદીથી ભયભીત હતા કે સંભવ છે, તેમની સુગઠિત તાકાતના મુકાબલામાં મુસલમાનોને તેમની ઓછી સંખ્યાના કારણે હારવું પડે, તો ઈચ્છનીય એ જ છે કે આંહઝરત સલ્લ.થી પણ સંબંધ બનાવી રાખવામાં આવે અને યહૂદીઓ અને ઈસાઈઓથી પણ નાતો તોડવામાં ન આવે. આ મુનાફિકોની સામે કુર્આન-મજીદે વારંવાર એ હકીકત સ્પષ્ટ કરી કે આકાશ અને ધરતીની તમામ વસ્તુઓ ખુદાના ગુણગાનમાં દંડવત અને પરાભૂત છે, એનો અર્થ થયો કે દુનિયાની બધી વસ્તુઓ ખુદાના બનાવેલ કાનૂનની પાબંદ અને આજ્ઞાંકિત છે અને જરા પણ તેના આદેશની અવહેલના નથી કરી રહી અને પોતાના આચરણથી બધાને આહવાન્ કરી રહી છે કે તમામ તેના જ આજ્ઞાપાલનમાં લાગી જાય. ઉપરાંત, કોઈને પણ એવું ન વિચારવું જોઈએ કે અલ્લાહના આજ્ઞાંકિત લોકોની સંખ્યા ઓછી છે, બલ્કે વાસ્તવિકતા આનાથી તદ્દન વિપરીત છે, અર્થાત્ સમગ્ર સૃષ્ટિ ખુદાની આજ્ઞાંકિત અને અનુપાલક છે. તેની અવજ્ઞા કરનારા જો છે તો બસ, મનુષ્યોમાં જ છે; તો જે વ્યક્તિ ખુદાની રાહમાં કદમ મૂકે, તે એવું ન વિચારે કે તે એકલો છે, બલ્કે તેણે એવું વિચારવું જોઈએ કે થોડાઘણાં દુષ્ટ લોકો સિવાય, જેમણે પોતાના મનને અથવા બીજાઓને ઉપાસ્ય બનાવી રાખ્યા છે, આકાશથી લઈને ધરતી સુધી એક-એક કણ તેના સાથે છે.

# અગાઉના પ્રકરણોનો ખુલાસો

અગાઉના ત્રણ પ્રકરણોમાં જે વાતો વર્ણવવામાં આવી છે, તેનો સંક્ષિપ્તમાં ખુલાસો પણ અહીં પ્રસ્તુત કરી દઈએ છીએ, જેથી આ વિસ્તૃત વિષય સરળતાથી વાચકોની સમજમાં આવી જાય.

(૧) આ વિગતથી પહેલી વાત એ સાબિત થાય છે કે જે લોકો કહે છે કે કુર્આનની દલીલોની આખી ઇમારત આરોપાત્મક અને વક્તૃત્વ શૈલીની દલીલો પર આધારિત છે અને તે મજબૂત બૌદ્ધિક અને પ્રાકૃતિક દલીલોથી તદ્દન ખાલી છે, તેઓ કુર્આન વિશે ખૂબ જ વિકૃત પ્રકારની કુધારણામાં ગ્રસ્ત છે. નિઃશંક કુર્આન-મજીદમાં આરોપાત્મક દલીલો છે, પણ આ કુર્આનની દલીલ કરવાનો એક વિશિષ્ટ પ્રકાર છે અને તેના સંમુખ એ જૂથો છે, જેઓ કેટલાક સાચા સિદ્ધાંતોને સ્વીકારે છે. કુર્આને તેમની આ સર્વમાન્ય વાતોથી તેમના સામે હુજ્જત પૂરી કરી છે અને આ દલીલોની એક પ્રાકૃતિક અને તાર્કિક રીત છે, જે સમસ્ત માનવ-જાતમાં એકસમાન રૂપે પ્રસ્થાપિત છે. કુર્આનની શેષ સામાન્ય દલીલોનો આધાર પ્રકૃતિ અને સૃષ્ટિની એ નિશાનીઓ પર છે, જેની હુજ્જત આરબ અને બિનઆરબ તથા સામાન્ય જન અને દાર્શનિકો સૌ માટે સરખી છે અને આ જ કારણ છે કે કુર્આન સમગ્ર માનવોના માર્ગદર્શન માટે અવતરિત થયું છે અને હવે કયામત સુધી દુનિયાના રાહદર્શન અને માર્ગદર્શન માટે પર્યાપ્ત છે.

(૨) બીજી હકીકત એ સાબિત થાય છે કે કુર્આનની દલીલો આપણા લેખકો અને દાર્શનિકોની દલીલોથી તદ્દન ભિન્ન છે. તેમના બધા પ્રયાસોનો સાર વધારેમાં વધારે કેવળ એક ખુદાનો સ્વીકાર છે, જેનાથી ન તો આ સૃષ્ટિનો કોયડો હલ થાય છે અને ન તે ખાલીપણું ભરાય છે, જેને દરેક મનુષ્ય પોતાના અંદર અનુભવે છે, અને જેને ભરવાની તેનામાં એટલી ઊંડી કામના હોય છે કે ક્યારેક જો તે સાચી વસ્તુ નથી પામતો તો કોઈ ખોટી વસ્તુથી ભરવાની કોશિશ કરે છે. તેનાથી વિપરીત, કુર્આનની દલીલોથી એક એવા ખુદાનો પુરાવો મળે છે, જે તમામ સારા ગુણો ધરાવે છે, જેણે પોતાના ઇરાદાથી આ દુનિયા પેદા કરી છે તથા વિવેકબુદ્ધિ અને દયાની સાથે દુનિયાની યોજના અને પાલનપોષણ કરી રહ્યો છે. એવું નથી કે જે રીતે સૂર્યથી અચાનક કોઈ ઇરાદા વગર સૃષ્ટિને

ફાયદો થઈ રહ્યો છે, એ જ રીતે ખુદાથી આ દુનિયા કોઈ ઈરાદા વગર અચાનક વજૂદમાં આવી ગઈ છે અને તેનાથી ઈરાદાપૂર્વક ફાયદો પ્રાપ્ત કરી રહી છે. ઉપરાંત, એવું પણ નથી કે તે દુનિયાને પેદા કરીને તેના રોજ-બરોજના મામલાઓથી અસંબદ્ધ થઈ ગયો હોય, ત્યાં સુધી કે તે જો અદશ્ય થઈ જાય તો તેના અદશ્ય થઈ જવાથી દુનિયાને કોઈ નુકસાન ન પહોંચે, જેમ કે યૂનાની દાર્શનિકોનું માનવું હતું; બલ્કે તે સમસ્ત સૃષ્ટિની યોજના અને વ્યવસ્થા પર છવાયેલો છે. તેનું જ્ઞાન ગૌણ અને મુખ્ય વાતો પર એકસરખી રીતે વ્યાપ્ત છે. ધરતીના અંદર જે કંઈ દાખલ થાય છે અને આકાશમાંથી જે કંઈ ઉતરે છે તે બધાથી તે વાકેફ છે. તમામ ભલાઈ અને બૂરાઈ તેના હાથમાં છે. પ્રકાશ અને અંધકાર બંનેને કાઢવાવાળો તે જ છે. તેની મરજી વિના ન તો એક કણ પોતાની જગ્યાએથી ખસી શકે છે, ન એક પાંદડું પોતાની ડાળીથી ખરી શકે છે. ઉપરાંત, તે એક અને અદ્વિતીય છે, કોઈની સાથે નથી અને સૌથી અલગ છે અને સૌની સાથે છે. જ્યારે કંઈ જ નહોતું ત્યારે તે હતો અને જ્યારે કંઈ જ નહીં હોય ત્યારે પણ તે હશે. તે સર્જનહાર છે, અસ્તિત્વ પ્રદાન કરનાર છે, રૂપ-આકાર આપનાર છે, રોજી આપનાર છે, સર્વજ્ઞાતા અને સર્વશક્તિમાન છે, પરમ્ કૃપાળુ અને પરમ્ દયાળુ છે, પ્રતાપવાન અને તત્ત્વદર્શી છે, પ્રભુત્વશાળી અને પોતાની મરજીને બળપૂર્વક લાગુ કરનાર છે, શાંતિ આપનાર અને સંરક્ષક છે, ક્ષમાશીલ અને દોષોને ઢાંકનાર છે, અત્યંત પવિત્ર અને સલામતી પ્રદાન કરનાર છે, બાદશાહ અને પ્રભુ-પાલનહાર છે, માફ કરનાર અને ખૂબ પ્રેમ કરનાર છે, માર્ગદર્શક અને અત્યંત મહેરબાન છે, તે સૌથી અનપેક્ષિત અને નિઃસ્પૃહ અને સૌનું શરણ છે, ન કોઈનો પિતા છે, ન કોઈનો પુત્ર છે, ન કોઈ તેની જાતિ-બિરાદરીનું છે.

(૩) ત્રીજી એ વાતની ખબર પડી કે ખુદાના આ ગુણોથી કેટલીક અનિવાર્ય બાબતો નીકળે છે. જે રીતે તે પોતાના ગુણોમાં એકલો છે અને અદ્વિતીય છે, એ જ રીતે આ અનિવાર્યતાઓમાં પણ તેનો કોઈ ભાગીદાર કે સમકક્ષ નથી. જેમ કે, જ્યારે તે સૃષ્ટા છે તો તેને જ રબ માનવામાં આવે. તેની જ આજ્ઞા અને મરજીનું પાલન કરવામાં આવે. જીવનના દરેક તબક્કામાં તેનું જ આજ્ઞાપાલન અને બંદગી કરવામાં આવે. જ્યારે તે જ રોજી આપનાર છે તો વાસ્તવિક આભાર અને સાચા પ્રેમનું કેન્દ્ર એ જ છે અને સમગ્ર કૃતજ્ઞતા અને સમગ્ર પ્રેમ તેની કૃતજ્ઞતા અને તેના જ પ્રેમને આધીન છે. જ્યારે તે શાંતિ પ્રદાન કરનાર અને સંરક્ષક છે તો તેના પર જ ભરોસો કરવામાં આવે, તેની જ મદદ માગવામાં આવે, તેને જ ફરિયાદ કરવામાં આવે. જ્યારે તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે તો સાચા વિશ્વાસને લાયક તે જ છે અને અનિવાર્ય છે કે રંજ અને રાહત, સુખ અને દુઃખ દરેક સ્થિતિમાં તેના પર જ ભરોસો કરવામાં આવે. જ્યારે તે સર્વજ્ઞાની અને વર્ચસ્વશાળી છે તો તમામ દશ્ય અને અદશ્ય તેના પર પ્રગટ માનવું જોઈએ. જ્યારે તે

માર્ગદર્શક છે તો અનિવાર્ય છે કે તેના માર્ગદર્શનનું અનુસરણ કરવામાં આવે. ઉપરાંત, એ પણ જરૂરી છે કે એ તમામ વાતોથી મૌખિક રીતે અને આચરણમાં બચવામાં આવે, જેનાથી આ અનિવાર્યતાઓનો ઈન્કાર થતો હોય, અથવા તેમાં બીજાઓની ભાગદારી સાબિત થતી હોય.

રહ્યો એ પ્રશ્ન કે ખુદાની મરજી અને જીવનના દરેક ક્ષેત્ર માટે તેના આદેશોને જાણવાનું માધ્યમ શું છે, જેથી માનવી તેની તૌહીદનો પૂરેપૂરો હક્ક અદા કરી શકે અને ગૈરુલ્લાહના અનુસરણમાં પોતાને દુષિત ન કરે. આ વિષયે અમે અમારા પુસ્તક 'હકીકતે રિસાલત'માં વિસ્તૃત ચર્ચા કરીશું. અહીં આ આ પ્રશ્નની ચર્ચાને અવકાશ નથી. અત્યાર સુધી અમે જે ચર્ચા કરી છે તેનો સાર કેવળ એટલો છે કે સૃષ્ટિ અને માનવીય પ્રકૃતિની સ્પષ્ટ સાક્ષી એ છે કે આ સૃષ્ટિનો એક સર્જનહાર અને યોજના બનાવનાર છે, જે તમામ સુંદર ગુણો ધરાવે છે અને આ સમગ્ર સૃષ્ટિનો બાદશાહ અને શાસક છે. તે જ આપણો સંરક્ષક અને રબ છે, જેની ઈબાદત અને આજ્ઞાપાલન આપણા પર અનિવાર્ય છે. એ જ આપણી તમામ કૃતજ્ઞતાઓ અને આપણા તમામ અર્પણ-સમર્પણ અને વિનમ્રતાઓ તથા આજીજીઓનું કેન્દ્ર છે. - لا الٰہ الا ھو ولا رب سواہ[1]



૧. કોઈ ઈલાહ (ઉપાસ્ય) નથી તેના સિવાય, અને તેના સિવાય કોઈ રબ નથી.

# તૌહીદની અસરો

અગાઉના પ્રકરણોમાં તૌહીદની જે હકીકત પ્રસ્તુત કરવામાં આવી છે, તેનાથી એ વાત સંપૂર્ણ રીતે સ્પષ્ટ થઈ ગઈ છે કે તૌહીદ માત્ર એક ઉચ્ચ સત્ય જ નહિં, બલ્કે એક અત્યંત મહત્ત્વનું વ્યવહારૂ સત્ય છે. માનવીય જીવન ઉપર, ચાહે વ્યક્તિગત અને અંગત હોય કે સામૂહિક, તેની ખૂબ જ ઊંડી અસરો થાય છે. તેમાંથી કેટલી અસરો તરફ અમે અહીં ઇશારો કરીશું.

વ્યક્તિગત જીવન ઉપર તેનો સૌથી વધુ સ્પષ્ટ પ્રભાવ એ થાય છે કે આ જ આસ્થા માનવીને સ્વતંત્રતા અને મુક્તિનું એ ઉચ્ચ સ્થાન અર્પે છે, જેનો તે 'અશરફુલ મખ્લુકાત' (સર્જનોમાં શ્રેષ્ઠ) હોવાની હેસિયતે અધિકારી છે. સમગ્ર સૃષ્ટિ મનુષ્ય માટે પેદા કરવામાં આવી છે. પરંતુ જ્યાં સુધી માનવી તૌહીદથી પરિચિત નથી થતો ત્યાં સુધી તેની નીચતા અને અધમતાની એ સ્થિતિ હોય છે કે તે દુનિયાની નિમ્નથી અતિ નિમ્ન વસ્તુઓથી ડરે અને કાંપે છે. જે વસ્તુઓ તેના આધીન અને આજ્ઞાપાલન માટે પેદા કરવામાં આવી છે, તે સ્વયં તેમની તાબેદારી અને આજ્ઞાપાલન કરે છે. પોતાના જેવા જ માનવીને પોતાનો રબ (પ્રભુ-પાલનહાર) અને માલિક બનાવે છે. ગુલામોની જેમ તેમના આગળ ઝુકે છે, તેમને દાતા અને કૃપાવંત ખુદા, ગરીબ-પરવર (ગરીબોનો પાલનહાર) વગેરે સંબોધનોથી પોકારે છે. તેમને દરેક પ્રકારનો હુકમ અને મનાઈ કરવાનો હક્ક છે તેવું સ્વીકારે છે; ત્યાં સુધી કે જીવતા લોકોને છોડીને મૃત લોકોની કબરો ઉપર પણ પોતાની દરખાસ્તો અને આજીજીઓ રજૂ કરે છે. તેમને સૃષ્ટિના સંચાલનમાં અને તેને લગતી બાબતોમાં હસ્તક્ષેપ કરનાર, આલિમુલ-ગૈબ (અદૃશ્ય અને પરોક્ષનો જ્ઞાતા) અને નફો અને નુકસાન પહોંચાડનાર સમજે છે. છેવટે દરેક ચીકણા પથ્થર અને પ્રત્યેક ઊંચા વૃક્ષને ઉપાસ્ય બનાવી લે છે, અને દરેક ગીચ ઝાડી, દરેક સુનસાન જગ્યા, દરેક વહેતી નદી, દરેક ઊંચા પહાડ અને દરેક હાનિ પહોંચાડી શકે તેવી શક્તિ અને લાભકારક તાકાત તેને બંદગીનું આમંત્રણ આપે છે અને તેમાંથી કોઈના સામે પણ પોતાના આત્માને અપમાનિત કરવામાં તેને કોઈ નાનમ નથી લાગતી. તે એક વખત પોતાના પ્રતિષ્ઠિત સ્થાનથી નીચે પડે છે તો પછી અવિરત પડતો જ જાય છે અને તે પોતાના શ્રેષ્ઠતાના

સ્થાનને તદ્દન ખોઈ નાખે છે, જયાં અલ્લાહત્આલાએ તેને બિરાજમાન કર્યો હતો. આ જ વાસ્તવિકતા છે જે સૂરઃ હજજની આ આયતમાં વર્ણવવામાં આવી છે.

وَمَنْ يُشْرِكْ بِاللهِ فَكَأَنَّمَا خَرَّ مِنَ السَّمَاءِ فَتَخْطَفُهُ الطَّيْرُ أَوْ تَهْوِي بِهِ
الرِّيحُ فِي مَكَانٍ سَحِيقٍ ۝

"અને જે વ્યક્તિ કોઈને અલ્લાહનો ભાગીદાર બનાવે છે તે જાણે આકાશમાંથી પડી ગયો, હવે કાં તો તેને પક્ષી ઉપાડીને લઈ જાય કે પછી હવા ઉડાવીને કોઈ દૂર-સુદૂર જગ્યાએ ફેંકી દે." (આ. ૩૧)

જે વસ્તુઓને અલ્લાહત્આલાએ માનવીની સેવામાં લગાવી, તે તેની સેવક હોવા છતાં તે સ્વયં એ સહન નથી કરતી કે તે માનવીને સિજદો કરે. તેમનો સિજદો તો કેવળ અલ્લાહત્આલા માટે જ છે, પરંતુ માનવીની અધમતાની એ સ્થિતિ છે કે તે આ બધાનો અભિપ્રેત હોવા છતાં તેમનામાંથી દરેકના દરવાજાનું સિજદાનું નિશાન તેના લલાટ ઉપર અંકિત છે: -

أَلَمْ تَرَ أَنَّ اللَّهَ يَسْجُدُ لَهُ مَنْ فِي السَّمَاوَاتِ وَمَنْ فِي الْأَرْضِ وَالشَّمْسُ وَالْقَمَرُ
وَالنُّجُومُ وَالْجِبَالُ وَالشَّجَرُ وَالدَّوَابُّ وَكَثِيرٌ مِنَ النَّاسِ ۖ وَكَثِيرٌ حَقَّ عَلَيْهِ الْعَذَابُ ۗ
وَمَنْ يُهِنِ اللَّهُ فَمَا لَهُ مِنْ مُكْرِمٍ ۚ إِنَّ اللَّهَ يَفْعَلُ مَا يَشَاءُ ۩

"શું તમે જોતા નથી કે અલ્લાહને જ સિજદો કરી રહ્યા છે જે આકાશ અને ધરતીમાં છે, અને ચંદ્ર અને તારાઓ અને પહાડો અને વૃક્ષો અને પશુઓ અને ઘણાંબધા માનવીઓમાંથી પણ, અને ઘણાંબધા એવા લોકો છે જેમના પર અલ્લાહનો અઝાબ (યાતના) અનિવાર્ય થઈ ગયો છે, અને જેને અલ્લાહ અપમાનિત કરે છે તેને કોઈ ઈજ્જત આપવાવાળું નથી, અને અલ્લાહ જે ચાહે છે તે કરે છે." (સૂરઃ હજ્જ, આ.૧૮)

પરંતુ તૌહીદનો પ્રકાશ પ્રાપ્ત થતાં જ એકાએક તેમની હાલતમાં એવું મહાન પરિવર્તન આવી જાય છે કે એ જ માનવી જેને આપણે એ સ્થિતિમાં જોયો હતો કે તે દુનિયાની દરેક વસ્તુથી નિમ્નતર હતો, એટલો ઉચ્ચતર થઈ જાય છે કે ખુદા સિવાય દરેક વસ્તુ તેના આધીન આવી જાય છે. આ પરિવર્તનનું સૌથી શ્રેષ્ઠ ઉદાહરણ આપણને હઝરત મૂસા અલૈ. અને તેમનો મુકાબલો કરનારા જાદૂગરોના વૃત્તાંતથી મળે છે. જે જાદૂગરોને ફિરઔને એકત્ર કર્યા હતા, થોડીક વાર પહેલાં તેમના મનની અધમતાની એ સ્થિતિ હતી કે મુકાબલાના મેદાનમાં ઉતરતાં અગાઉ પોતાના મહેનતાણા અંગે નિશ્ચિંત થઈ જવા માગતા હતા અને અત્યંત નિમ્ન કક્ષાના ચાપલૂસીભર્યા ઢંગમાં વિનંતી કરે છે : إِنَّ لَنَا لَأَجْرًا إِنْ كُنَّا نَحْنُ الْغَالِبِينَ (સરકાર ! જો અમે જીતી ગયા તો મહનતાણું તો ભરપૂર મળશે ને ! - સૂરઃ આ'રાફ, આ. ૧૧૩) પરંતુ વધુ વાર નથી થતી કે તૌહીદનું

એક કિરણ પડતાં જ તેમની પ્રકૃતિમાં એવું પરિવર્તન દષ્ટિગોચર થાય છે કે ફિરઔન તેમને ઈમાન લાવવા અંગે કડકમાં કડક સજાની ધમકી આપે છે અને કહે છે કે હું તમારા હાથ-પગ કાપીને તમને શૂળી પર લટકાવી દઈશ; પરંતુ તેમના ઉપર આ ધમકીની કોઈ અસર થતી નથી અને તેઓ બેધડક જવાબ આપે છે : કોઈ પરવા નથી, અમે તો અમારા રબની પાસે જ જઈશું, તારે જે કંઈ કરવાનું છે તે કરી લે, તારું જોર તો બસ આ જ દુનિયાના જીવન પર ચાલી શકે છે – وَمَا تَنْقِمُ مِنَّآ إِلَّآ أَنْ اٰمَنَّا بِاٰيٰتِ رَبِّنَا لَمَّا جَآءَتْنَا ۚ رَبَّنَآ أَفْرِغْ عَلَيْنَا صَبْرًا وَّتَوَفَّنَا مُسْلِمِيْنَ (છેવટે અમારે પાછા ફરવાનું તો અમારા રબ તરફ જ છે. તું જે વાત માટે અમારાથી બદલો લેવા ઈચ્છે છે, તે તેના સિવાય કંઈ નથી કે અમારા રબની નિશાનીઓ જ્યારે અમારા સામે આવી ગઈ તો અમે તેમને માની લીધી. હે રબ ! અમને ધૈર્ય પ્રદાન કર અને અમને દુનિયામાંથી ઉઠાવે તો એ હાલતમાં કે અમે તારા મુસ્લિમ હોઈએ. – સૂરઃ આ'રાફ, આ. ૧૨૬)

આનું કારણ એ છે કે તૌહીદને માનનારા ઉપર એ રહસ્ય ખુલી જાય છે કે દુઃખ હોય કે સુખ, જીવન હોય કે મૃત્યુ, દરેકના આવવા-જવાનો રસ્તો એક જ છે. આમ, આશા અને આશંકા, દરેક સ્થિતિમાં એકનાથી જ આશા રાખે છે અને તેનાથી જ ડરે છે. તે જાણે છે કે આ દુનિયા વિભિન્ન દેવતાઓ અને હુકમ આપનારાઓનું મેદાન નથી. એક જ વર્ચસ્વશાળી અને તત્ત્વદર્શી છે, જે પોતાના સામર્થ્ય અને તત્ત્વદર્શિતાથી આ કારખાનાને ચલાવી રહ્યો છે, અને સંભવ નથી કે તેની મરજી વિરુદ્ધ આ દુનિયાના મામલાઓમાં કોઈ સહેજ પણ હસ્તક્ષેપ કરી શકે. તે એ પણ જાણે છે કે આ દુનિયાનો સાચો સર્જનહાર અને સાચો સંરક્ષક છે, તેથી આ દુનિયામાં કેવળ અસત્યનું જ અસ્તિત્વ નથી. અસત્યની હેસિયત આ દુનિયામાં પરોપજીવીની છે, જે સત્યની સાથે લાગી જાય છે, અને પ્રત્યક્ષ રૂપે તે સત્યની જ સેવા કરે છે. જેના ઉપર આ રહસ્ય ખુલી ગયું, તેણે આખી દુનિયાની દોલત મળવી લીધી. તેનો ખજાનો અવિનાશી અને તેનું જીવન શાશ્વત છે. તે ન તો કદી હતાશ કે ભયભીત થાય છે, ન કદી તેને તેનું એકાંત દુઃખ આપે છે, તે એક સદાબહાર વૃક્ષથી ખાય છે અને એક અવિરત વહેતા ઝરણાંથી સંતૃપ્ત રહે છે :

أَلَمْ تَرَ كَيْفَ ضَرَبَ اللّٰهُ مَثَلًا كَلِمَةً طَيِّبَةً كَشَجَرَةٍ طَيِّبَةٍ أَصْلُهَا ثَابِتٌ
وَّفَرْعُهَا فِي السَّمَآءِ ۙ تُؤْتِيْٓ أُكُلَهَا كُلَّ حِيْنٍ بِإِذْنِ رَبِّهَا ۗ وَيَضْرِبُ اللّٰهُ الْأَمْثَالَ
لِلنَّاسِ لَعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ۝

''શું તમે જોયું નહીં કે અલ્લાહે મુબારક કલિમાને કઈ વસ્તુ સાથે સરખાવેલ છે ? તે એક મુબારક વૃક્ષ સમાન છે, જેનાં મૂળ જમીનમાં ઊંડે સુધી જામેલા હોય અને શાખાઓ આકાશ સુધી ફેલાયેલી હોય, જે હંમેશા પોતાના રબના હુકમથી ફળ આપે છે

અને અલ્લાહ ઉદાહરણો આપે છે લોકો માટે, જેથી તેઓ બોધ ગ્રહણ કરે."

(સૂરઃ ઈબ્રાહીમ, આ. ૨૪-૨૫)

આ જ એ લોકો છે, જેમનું દિમાગ મુસીબત અને રાહત એમ દરેક સ્થિતિમાં સંતુલિત રહે છે અને તંગી અને સમૃદ્ધિની કોઈપણ હાલત તેમના હૃદયની શાંતિ અને સંતોષને છિન્નભિન્ન નથી કરી શકતી. ન તેઓ ગભરાય છે અને ન નિરાશ થાય છે, ન તેઓ અકડાઈ દાખવે છે અને ન તેઓ ઘમંડ કરે છે. જે સ્મિત સાથે તેઓ આરામની પળોનું સ્વાગત કરે છે, તે જ પ્રસન્નતાની સાથે અજમાયશો અને મુસીબતોને પણ આવકારે છે - يَا أَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ ۝ ارْجِعِي إِلَىٰ رَبِّكِ رَاضِيَةً مَّرْضِيَّةً ۝ فَادْخُلِي فِي عِبَادِي ۝ وَادْخُلِي جَنَّتِي ۝ (હે શાંત અને સંતુષ્ટ આત્મા ! ચાલ પોતાના રબ તરફ એ સ્થિતિમાં કે તું પોતાના ઉત્તમ પરિણામથી ખુશ અને પોતાના રબના સમીપ પ્રિય છે. સામેલ થઈ જા મારા નેક બંદાઓમાં અને દાખલ થઈ જા મારી જન્નતમાં. - સૂરઃ ફજ્ર, આ. ૨૭-૩૦)

આ તૌહીદને માનનારાનું અંતરમન છે. તે પોતાના અંતરાત્મામાં તદ્દન એકચિત્ત અને એકાગ્ર થઈ જાય છે, અને પછી આ જ એકાગ્રતા અને એકચિત્તતા તેના બાહ્ય ઉપર પણ છવાઈ જાય છે. તે જે પ્રમાણે પ્રાકૃતિક નિયમની સામે વિવશ અને અનધિકાર હોય છે, એવી જ વિવશતા અને અનધિકારિતા તે અલ્લાહતઆલાના આદેશો અને આજ્ઞાઓની સામે અપનાવે છે અને અલ્લાહતઆલાએ તેને જે સ્વતંત્રતા બક્ષી છે, તેને પોતાની ખુશીથી અલ્લાહની મરજીને આધીન કરી લે છે. સૂર્ય અને ચંદ્ર, વાદળ અને હવા, નદીઓ અને સમુદ્રો અને પહાડો લાચારીવશ ખુદાનું આજ્ઞાપાલન કરે છે, આ તમામ લગામોમાં બાંધેલી ઊંટણીઓની જેમ પોતાના નિર્ધારિત માર્ગે ચાલે છે. પરંતુ મોમિન વ્યક્તિ સ્વયં પોતાના હાથે પોતાની નાકમાં લગામ નાખીને કાફલામાં સામેલ થઈ જાય છે, અને આ જ મનુષ્યનું સાચું ગૌરવ છે. આ જ પોતાની મરજીની તાબેદારી અને આજ્ઞાપાલન તૌહીદનો ખરો આત્મા છે અને તે આ મરજીની તાબેદારીમાં જેટલો પૂર્ણ છે, તેટલો જ તૌહીદમાં પૂર્ણ છે. તૌહીદના માર્ગના આચારનો પ્રથમ દરજ્જો એ છે કે માણસ પોતાના મનની બંદગીથી મુક્ત થઈને સ્વયંને અલ્લાહની બંદગીમાં આપે છે. બીજો દરજ્જો એ છે કે કોમ, દેશ, વતન તથા તમામ રીતરસમો અને બંધનોથી આઝાદ થઈને ખુદાની તરફ ભાગે છે. અંતિમ દરજ્જો એ છે કે ખુશી-ખુશી આવા જીવન પર અલ્લાહના સામીપ્ય અને તેના સાથે સંબંધને પ્રાથમિકતા આપે છે - إِنَّ صَلَاتِي وَنُسُكِي وَمَحْيَايَ وَمَمَاتِي لِلَّهِ رَبِّ الْعَالَمِينَ ۝ لَا شَرِيكَ لَهُ ۖ وَبِذَٰلِكَ أُمِرْتُ وَأَنَا أَوَّلُ الْمُسْلِمِينَ[1]. એ જ રીતે તૌહીદનો વ્યાપક

૧. મારી નમાઝ, મારી બંદગીની તમામ વિધિઓ, મારું જીવવું અને મારું મરવું બધું જ અલ્લાહ સૃષ્ટિના માલિક અને પાલનહાર માટે છે, જેનો કોઈ ભાગીદાર નથી. તેનો જ મને આદેશ આપવામાં આવ્યો છે અને સૌપ્રથમ મુસ્લિમ હું છું. - સૂરઃ અન્આમ, આ. ૧૬૨-૧૬૩

પ્રભાવ પણ ખૂબ જ ઊંડો છે. માનવ-સમાજનો આધાર પૂર્ણ ન્યાય અને સાચી સમાનતા ઉપર સ્થપાયેલ છે અને પૂર્ણ ન્યાય અને સાચી સમાનતા એક ઉપાસ્ય અને એક માનવતા વિના અસંભવ છે.

દુનિયાનું વર્તમાન અધઃપતન અને તબાહીનું સાચું કારણ એ છે કે જે ગતિથી દુનિયાએ પ્રગતિ કરી છે, તે ગતિથી તેની સામાજિક ચેતનાએ પ્રગતિ નથી કરી. વિજ્ઞાનની પ્રગતિઓની તો એ સ્થિતિ છે કે માનવતાએ તમામ ભૌગોલિક સીમાઓ તોડી નાખી છે અને પોતાની શોધો અને મશીનોના બળે આ વિશાળ ધરતીને એક મકાનના આંગણાની જેમ બનાવી દીધી છે; પરંતુ હૃદયો અને દિમાગોની સંકુચિતતા અને સંકિર્ણતાની સ્થિતિ એ છે કે દરેક કોમનો ખુદા પણ અલગ છે અને દરેક પોતાના આદમને પણ જુદો બનાવી બેસ્યો છે. જો આ પ્રકારના માનવીઓ કોઈ રીતે પોતાની સીમાઓને તોડીને એક-બીજાની સીમાઓમાં ઘૂસી જાય, તો તેમના વચ્ચે એવા જ પ્રકારના ઝઘડા અને લડાઈની સંભાવના છે, જેને આજે આપણે દુનિયાની કોમો દરમ્યાન જોઈ રહ્યા છીએ. તેમના ચહેરાઓ માનવીઓ જેવા છે, પણ તેમના દિલ જંગલી પ્રાણીઓના છે. તેમને કુદરતે નદીઓ અને સમુદ્રો, પહાડો અને જંગલોની હદો દ્વારા અલગ-અલગ કરી રાખ્યા હતા, પણ વિજ્ઞાને આ હદો તોડી નાખી. તેનું પરિણામ એ આવ્યું કે એક-બીજા ઉપર જંગલી પશુઓની જેમ તૂટી પડ્યા છે, અને આખી દુનિયાની શાંતિને તારાજ કરી નાખી છે. જે લોકો આ મુશ્કેલીઓ પર વિચાર કરી રહ્યા છે, તેઓ એ પરિણામ સુધી તો પહોંચી ગયા છે કે જે મૂલ્યો અને સિદ્ધાંતો પર આપણી વર્તમાન સભ્યતા અને સમાજ સ્થપાયેલ હતો, તે મૂલ્યો અને સિદ્ધાંતો વર્તમાન જગત માટે અપર્યાપ્ત છે. આ બાળપણની લંગોટી આખા કદના માણસ માટે ખૂબ જ તંગ છે. હવે જરૂરત છે કે તેના કદના બરાબર તેના માટે નવો લેંઘો તૈયાર કરવામાં આવે; નસલ અને રંગ, વતન અને ભૂમિના આધારો ઉપર જે સભ્યતાઓ ઉભરી હતી અને જે રાજકીય એકમો અસ્તિત્વમાં આવ્યા હતા, તેમને સમાપ્ત કરવાનો સમય આવી ગયો છે. હવે દુનિયાને એક નવીન વ્યવસ્થા (New Order)ની ખોજ છે, પરંતુ તે નવી વ્યવસ્થા શું હોય? આ પ્રશ્નનો સાચો જવાબ હજુ સુધી કોઈ આપી શક્યું નથી. કેટલાક લોકો કહે છે કે હવે દુનિયાને કોમી અને રાષ્ટ્રીય સરકારોના બદલે એક વૈશ્વિક સરકાર (World State)ની આવશ્યકતા છે, જેનો આધાર વૈશ્વિક માનવતાની કલ્પના પર હોય. પરંતુ તેઓ એ નથી બતાવતા કે આ વૈશ્વિક માનવતાની શુભ કલ્પના ઉત્પન્ન કેવી રીતે થશે, જ્યારે કે વિભિન્ન કોમોની ઊથલપાથલની સ્થિતિ એ છે કે ન તો તેમનામાં ખુદા એક છે, ન માનવી? પ્રત્યેક કોમનો દાવો એ છે કે 'હું જ, કોઈ બીજો નહીં'. દરેકનો ખુદા જુદો છે, તેનો વંશ અલગ છે, તેનો પિતા આદમ ભિન્ન છે. તે પોતાની સભ્યતામાં, પોતાની આસ્થાઓમાં, પોતાના મૂલ્યો અને આચરણમાં તદ્દન જુદી છે અને

આ જુદાપણાંને સુરક્ષિત રાખવા માગે છે, બલ્કે બીજાઓ ઉપર તેને બળપૂર્વક થોપવા પણ માગે છે. દેખીતું છે કે જ્યાં સુધી દિમાગોમાં આ ગાંઠ છે, આ કોમોમાં એકતા માટે કોઈ સમાન સંબંધ અસ્તિત્વમાં નથી. સમાન સંબંધ કેવળ એક જ હોઈ શકે છે કે એક જ ખુદાને સૌ પોતાનો ખુદા માને, તેણે જ અવતરિત કરેલ કાનૂનને બધા પોતાની શરીઅત બનાવે અને સૌ પોતાને એક જ આદમના સમાન પરિવારની વ્યક્તિ સમજે. આ પાયા ઉપર નિઃસંદેહ એક વૈશ્વિક રાષ્ટ્ર અને એક વૈશ્વિક રાજકીય એકમની સ્થાપના થઈ શકે છે અને દુનિયાની વર્તમાન મુસીબતો સમાપ્ત થઈ શકે છે. આના સિવાય બીજા જેટલાં ઉપાયો પણ આને હલ કરવા માટે પ્રયુક્ત કરવામાં આવશે, તે સંબંધોમાં એક ઓર ગાંઠનો વધારો કરશે, કોઈ મુશ્કેલીને હલ નહીં કરે.

આ જ રહસ્ય છે કે કુર્આને (સૂરઃ નિસાની શરૂઆતમાં) માનવ-સમાજનો પાયો બે વસ્તુઓ પર મૂક્યો છે : ધર્મ અને પરિવાર. પછી ધર્મનો પાયો તૌહીદ પર મૂક્યો, અર્થાત્ કેવળ અલ્લાહને રબ (માલિક અને પાલનહાર) અને કાનૂન આપવાવાળો માનવામાં આવે, બીજાઓ માટે તેમાં કોઈપણ પ્રકારની ભાગીદારી ન હોય, અને પરિવારનો પાયો 'એક માનવતા'ની કલ્પના પર મૂક્યો, અર્થાત્ તમામ માનવ-વંશ એક જ આદમથી છે, કોઈને કોઈના ઉપર શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી, અને જો શ્રેષ્ઠતા પ્રાપ્ત છે તો માત્ર દીન અને તકવા (ઈશપરાયણતા)ના આધારે. પ્રથમ વસ્તુએ ખુદાઓ અને ઉપાસ્યોની સંખ્યા તથા કાનૂન-ઘડતર અને સત્તાના દાવેદારોની ભીડથી દુનિયાને મુક્તિ અપાવી, અને બીજી વસ્તુએ પરિવાર તથા વંશ અને ગોત્રના તમામ અહંકારોને જૂઠાં અને અસત્ય ઠેરવી દીધા. તમામ માનવો એક જ ખુદાના બંદા અને એક આદમના સંતાનો બની ગયા. કાળા અને ગોરા, આરબ અને બિનઆરબમાં કોઈ ભેદ ન રહ્યો. સૌ માટે એક જ કાનૂન અને એક જ વ્યવસ્થા છે. બધા માટે એકસમાન શાંતિ, સમાન ન્યાય અને સમાન પ્રયત્નનું મેદાન. સરખો હક્ક અને સરખી જવાબદારી. અહીં કોઈ વંશ અને ગોત્ર અંગે એ ધારણા કરી લેવી કે તેઓ જન્મજાત ગુલામ છે, સખત ગુનો છે. અહીં ઈરાની અને સામી વંશ દરમ્યાન કોઈપણ પ્રકારનો ભેદભાવ વાસ્તવમાં ધરતી ઉપર બગાડ અને ઉપદ્રવ છે. અહીં રેડ ઇન્ડિયનને કેવળ ચામડીના રંગના આધારે અધિકારોથી વંચિત કરી દેવા સૌથી મોટો અત્યાચાર છે. આ વ્યવસ્થામાં માત્ર તે લોકો સમાન અધિકારોથી વંચિત છે, જેઓ આ મૂલ્યો અને સિદ્ધાંતોનો ઇન્કાર કરે છે. તેનું કારણ એ છે કે આ લોકો માનવતાની શાંતિ અને ન્યાયના દુશ્મનો છે, તેઓ ઇચ્છે છે કે ધરતીમાં બગાડ અને ઉપદ્રવ થાય તથા તેઓ માનવ-સમાજના આધારોને તોડી-ફોડી નાખવા ચાહે છે, જેનાથી વંચિત થઈને દુનિયા કદી પણ સુખચેન પ્રાપ્ત કરી શકતી નથી.

આજે જે લોકો દુનિયા માટે નવીન વ્યવસ્થાની શોધમાં સક્રિય છે, તેઓ જ્યારે

તૌહીદની હકીકત નહીં સમજી લે ત્યાં સુધી કોઈ એવો આધાર કાયમ નહીં કરી શકે, જેનું આમંત્રણ સમગ્ર માનવતાને એકસરખી રીતે આપી શકાય, અને દરેક સમજદાર અને વિવેકશીલ વ્યક્તિ ચાહે તે કોઈપણ કોમ કે વંશથી સંબંધ ધરાવતો હોય, કોઈપણ પ્રકારના પક્ષપાત વિના આ આમંત્રણ અને સંદેશનો સ્વીકાર કરી શકે છે. આમાં માનવ-સ્વભાવ માટે એક કુદરતી આકર્ષણ છે. બાહ્ય જગત અને માનવીની પોતાની જાત બંનેમાં તેનાં નકારી ન શકાય એવા પ્રમાણો મોજૂદ છે. શેષ આના સિવાય જેટલાં પણ દાવાઓ છે, બધા અજ્ઞાનતાના દાવાઓ છે. માનવ-પ્રકૃતિમાં આવા દાવાઓ માટે ન તો કોઈ અપીલ છે, ન સૃષ્ટિના તંત્રથી તેમને સાનુકૂળતા પ્રાપ્ત છે. જો તેમનામાંથી કોઈ એકને પણ બળપૂર્વક આ દુનિયા ઉપર થોપી દેવાનો પ્રયાસ કરવામાં આવ્યો, તો અનિવાર્યપણે દુનિયાની પ્રકૃતિ તેને ઓકી નાખવાની કોશિશ કરશે અને તેનું પરિણામ કાં તો એ આવશે કે કોશિશ અસફળ થશે, કે પછી સફળ થશે તો તેની હેસિયત ગળાની ફાંસની હશે અને ધરતી ઉપરના અસત્ય ધર્મોમાં એક ઓર અસત્ય ધર્મનો ઉમેરો થઈ જશે.



# દીનમાં તૌહીદનું મહત્ત્વ

અગાઉની ચર્ચાને જે લોકોએ ધ્યાનથી વાંચી છે, તેમના સામે એ હકીકત છૂપી નહીં રહી હોય કે ઇસ્લામી વ્યવસ્થામાં તૌહીદને એ જ સ્થાન પ્રાપ્ત છે, જે માનવીના શરીરમાં દિલને પ્રાપ્ત છે. જો દિલ બીમાર છે, તો આખું શરીર બીમાર છે અને જો દિલ તંદુરસ્ત છે તો આખું શરીર તંદુરસ્ત છે. આ જ રહસ્ય છે કે તૌહીદ વગર માનવીનું કોઈપણ કાર્ય સ્વીકાર્ય નથી અને તૌહીદની સાથે દરેક ભૂલ માફ થઈ જવાની સંભાવના છે. તેથી ફરમાવ્યું કે અલ્લાહતઆલા શિર્કને કદી માફ નહીં કરે અને તેના સિવાય જે કંઈ છે, જેના માટે ચાહે માફ કરી દેશે.

તૌહીદના આ મહત્ત્વનું કારણ એ છે કે સમગ્ર દીનની ઇમારત ત્રણ વસ્તુઓ પર સ્થપાયેલ છે : તૌહીદ, રિસાલત અને આખિરત; જેનો અર્થ એ છે કે તૌહીદ આખા દીનનો ત્રીજો ભાગ છે. આ જ કારણ છે કે સૂરઃ ઇખ્લાસને, જે શુદ્ધ તૌહીદની સૂરઃ છે, કુર્આનનો ત્રીજો ભાગ કહેવામાં આવેલ છે. પરંતુ જો હજુ વધારે વિચાર કરવામાં આવે તો ખ્યાલ આવશે કે રિસાલત અને આખિરત પણ તૌહીદના હેઠળ જ આવે છે. રિસાલતનું તૌહીદના ભાગ હોવું એ રીતે સાબિત છે કે ખુદાને જ કાનૂનનો સ્રોત અને કાનૂન બનાવનાર માનવું પણ તૌહીદના તકાદાઓમાંથી છે અને અલ્લાહતઆલા પોતાના આદેશો અને કાનૂન પોતાના રસૂલ મારફતે મોકલે છે. આ બાબત ઉપર વિગતવાર ચર્ચા અમે અમારા પુસ્તક 'હકીકતે રિસાલત' માં કરીશું અને સ્પષ્ટતાપૂર્વક દર્શાવીશું કે لا إله إلا الله ની સાથે محمد رسول الله ના સંબંધને સમજાવીશું. ત્યાં એ હકીકત સંપૂર્ણપણે સ્પષ્ટ થઈ જશે કે આંહઝરત સલ્લ.ને રસૂલ અને જીવનના દરેક ક્ષેત્રમાં તેમને અનિવાર્યપણે અનુકરણીય માનવું તૌહીદનું અભિન્ન અંગ છે. જે વ્યક્તિ અલ્લાહને એક કહે છે, પણ આંહઝરત સલ્લ.ની શરીઅતના અનુસરણથી મોઢું ફેરવે છે, તે પૂર્ણ મુશ્રિક છે. તેનો તૌહીદથી કોઈ સંબંધ નથી.

બાકી રહ્યો આખિરતનો પ્રશ્ન, તો તે વિભિન્ન પાસાઓથી તૌહીદ હેઠળ છે. અમે અમારા પુસ્તક 'હકીકતે મઆદ'માં વિસ્તૃત રૂપે વર્ણવીશું કે આખિરત ખુદાના

ગુણોનો અનિવાર્ય તકાદો છે. અહીં કેવળ એ વાતને યાદ રાખવી જોઈએ કે આખિરતનો સંપૂર્ણ આત્મા તૌહીદ છે. જે લોકો આખિરતને માને છે, પણ તેની સાથે ખુદાના ભાગીદારો અને ભલામણકર્તાઓને પણ માને છે, જેઓ તેમના ભ્રમ અનુસાર તેમને માફી અપાવી દેશે, તેમના માટે આખિરતનું માનવું તદ્દન નકામું છે. તેઓ ખુદા સમક્ષ જવાબ આપવાના ઉત્તરદાયિત્વ અને તેના ન્યાયના કાનૂનના પ્રાગટ્યથી એ જ પ્રમાણે નિર્ભિક બની જાય છે, જે પ્રમાણે આખિરતનો ઈન્કાર કરનારા. આરબો તથા યહૂદીઓ અને ઈસાઈઓની આ જ હાલત હતી. તેમણે આખિરતની બધી સચ્ચાઈને ભલામણ અને કફ્ફારાની માન્યતાથી ખોટી ઠેરવી દીધી હતી, અને આ જ સ્થિતિ મુસલમાનોના બિદઅતી (દીનમાં નવી વાતો ઘડી કાઢનાર કે લઈ આવનાર) જૂથની છે. આ જ કારણ છે કે કુર્આન-મજીદમાં તૌહીદ અને આખિરતનું વર્ણન મોટાભાગે એકી સાથે આવે છે. કેમ કે જો તૌહીદની માન્યતામાં સહેજ પણ ખલેલ આવી જાય તો આખિરતનું મહત્ત્વ સમાપ્ત થઈ જશે. આનાથી ખ્યાલ આવે છે કે દીનની સમગ્ર વ્યવસ્થા તૌહીદથી જ પ્રકાશમાન છે. આ શરીરનો આત્મા અને આ આંખની કીકી તૌહીદ જ છે. તેના વગર ન કોઈ આસ્થા અસરકારક છે, ન કોઈ કાર્ય ફળદાયી. અહીંથી જ દીનનું પહેલું કદમ ઉઠે છે અને પછી અહીં જ તેનું અંતિમ કદમ પડે છે. આ દીનનું વર્તુળ છે અને દીન ત્યાં સુધી જ સુરક્ષિત છે, જ્યાં સુધી આ વર્તુળની અંદર છે. આ જ મુદ્દો છે કે સૂરઃ બની ઈસરાઈલમાં, જ્યાં પ્રાકૃતિક દીનના આદેશો અને કાનૂનની શિક્ષા આપવામાં આવી છે, તેનો આરંભ لَا تَجْعَلْ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ (અલ્લાહ સાથે કોઈ બીજા ઉપાસ્યને ભાગીદાર ન બનાવો)થી કર્યો છે અને તમામ વાતો પછી ફરમાવ્યું કે - ذٰلِكَ مِمَّآ اَوْحٰٓى اِلَيْكَ رَبُّكَ مِنَ الْحِكْمَةِ ۗ وَلَا تَجْعَلْ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ[1] (આ એ તત્તવદર્શિતાની વાતો છે, જે તારા રબે તારા ઉપર વહી કરી છે, અને જુઓ અલ્લાહ સાથે કોઈ બીજો ઉપાસ્ય ન બનાવી લો). આનાથી ખ્યાલ આવે છે કે દીનનો આરંભ અને દીનનો અંત બંને તૌહીદ છે તથા શરીઅતના કાયદાઓ અને કાનૂન પૂર્ણ તૌહીદ સુધી પહોંચવાના સાધનો અને માધ્યમ છે.

તૌહીદના આ જ મહત્ત્વના કારણે આપણે જોઈએ છીએ કે દુનિયામાં જેટલાં પણ પયગંબરો આવ્યા, સૌએ પોતાની દા'વતની શરૂઆત તૌહીદથી કરી અને આ મુદ્દા પર એવા જમી ગયા કે ગમે તેવી સ્થિતિમાં પણ તેનાથી વાળ બરાબર ખસવા તૈયાર ન થયા. વિરોધીઓએ ખૂબ ઈચ્છ્યું કે પયગંબર આ મામલામાં જરા પીછેહઠ ચલાવી લે, પોતાના વલણમાં થોડાંક નરમ થઈ જાય, ઓછામાં ઓછું તેમની મૂર્તિઓના અપમાનથી દૂર રહે, તો સામે ચાલીને તેમનાથી સમાધાન કરી લે (وَدُّوْا لَوْ تُدْهِنُ فَيُدْهِنُوْنَ[2]), પરંતુ

1. જુઓ સૂરઃ બની ઈસરાઈલ, આ. ૨૨-૩૯
૨. આ લોકો ઈચ્છે છે કે થોડાં તમે નરમ પડો તો તેઓ પણ નરમ પડે. - સૂરઃ કલમ, આ. ૯

પયગંબરે એક પળ માટે આમાં કોઈપણ પ્રકારની નરમાઈ ચલાવી ન લીધી. તેમણે વિરોધોથી તેમને ભયભીત કરવાનો પ્રયત્ન કર્યો અને તે બધું જ કરી નાખ્યું જે તેઓ કરી શકતા હતા, પણ તેમને એમની જગ્યાએથી હલાવી ન શક્યા. તેમણે લાલચોના ફંદાઓ નાખ્યા અને લાંચમાં તે બધું જ પ્રસ્તુત કર્યું જે તેઓ કરી શકતા હતા, પણ તેમને હરાવી ન શક્યા. ખૂબ જ પ્રતિષ્ઠિત પરિવારોમાં લગ્ન, ધનદોલતના ઢગલા, સુખ-સંપન્નતા અને સરદારી, એમ બધી જ વસ્તુઓ તેમના સામે મૂકી, પરંતુ આ તમામ લાલચોના જવાબમાં તેમના સામે એ જ તૌહીદની દા'વત રજૂ કરવામાં આવી. જયારે આ યુક્તિઓમાં તેઓ નિષ્ફળ થઈ ગયા, તો વિરોધીઓએ છેલ્લો દાવ અજમાવ્યો અને પયગંબર અને તેમના સાથીઓને વિવશ કરી દીધા કે તેઓ પોતાના ઘરને, પોતાના પરિવારને, પોતાની માલ-મિલ્કતને અને પોતાના વતન અને દેશને છોડી દે. અલ્લાહના દરેક નબીએ આને પણ સહન કરી લીધું. કુર્આન આપણા સામે છે, એમાં તમામ અંબિયાએ કિરામની હિજરતના વૃત્તાંતોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેને વાંચો. દરેક નબીની જીભ ઉપર પોતાની કોમને છોડતી વખતે જે અંતિમ શબ્દો આવે છે, તે તૌહીદના જ હોય છે. આ જ વસ્તુ છે જેના માટે તેઓ બધું જ છોડે છે અને બધું જ છોડીને એક માત્ર આ જ વસ્તુ છે જેને પોતાના સંબંધ અને દોસ્તી માટે પસંદ કરે છે. વિચાર કરો, આવું કેમ ? શું વાત છે કે માનવી બધું જ ત્યજી દે, પણ તૌહીદ પર આંચ ન આવવા દે ? બદ્રમાં પિતાએ પુત્ર ઉપર, કાકાએ ભત્રીજા ઉપર, મામાએ ભાણિયા ઉપર, ભાઈએ ભાઈ ઉપર કેવળ તૌહીદ કાજે તલવાર ઉઠાવી. આના માટે પત્નીઓ પતિથી અને પતિઓ પત્નીઓથી અલગ થઈ ગયા, પ્રિયથી અત્યંત પ્રિય સંબંધો અને મજબૂતથી અત્યંત મજબૂત રિશ્તાઓ પર કાતર ચાલી ગઈ અને એ લોકોના હાથે ચાલી, જેઓ માનવતાના સૌથી ઉત્તમ લોકો હતા, જેઓ દયા અને પ્રેમ અને નિઃસ્વાર્થતા અને વફાદારીના નમૂના હતા; જેમનાથી વધીને પોતાની કોમથી, પોતાના કબીલાથી, પોતાના સગા-સંબંધીઓથી અને સામાન્ય લોકોથી પ્રેમ કરવાવાળા આ ધરતી ઉપર પેદા નથી થઈ શકતા. હઝરત મૂસા અલૈ.ની કોમના કેટલાક લોકો જયારે ગાયની પૂજાના અપરાધી ઠરે છે, તો તેઓ આદેશ આપે છે કે જે કબીલાનો ગુનેગાર હોય તે કબીલાના લોકો જ તેને કતલ કરી દે (فَاقْتُلُوا أَنْفُسَكُمْ[1]); અને બદ્રના કેદીઓ અંગે ફારૂકે-આઝમ રદિ. એ અભિપ્રાય આપે છે કે દરેક વ્યક્તિ પોતાના સગા ઉપર પોતે જ પોતાના હાથથી તલવાર ચલાવે. અલ્લાહ અકબર ! તૌહીદનો હક્ક એ છે કે માણસનો પોતાનો એક હાથ જો તેની પ્રતિજ્ઞાને બટ્ટો લગાવે, તો તેનો બીજો હાથ તેનાથી બદલો લેવામાં સહેજ પણ દયા અને લિહાજ ન કરે.

તૌહીદની આ મહાનતાનું કારણ એ જ છે, જે ઉપરના વિભિન્ન પ્રકરણોમાં

૧. પોતાના લોકોને કતલ કરો. - સૂરઃ બકરહ, આ. ૫૪

વર્ણવવામાં આવેલ છે. તૌહીદનો સૌથી મોટો હક્ક, અર્થાત્ ખુદાના હક્કનો સ્વીકાર છે. આ જ ન્યાય અને ઈન્સાફની બુનિયાદ છે. જે વ્યક્તિ આ હક્કને નથી ઓળખતો તે કોઈના પણ હક્કને નથી ઓળખી શકતો, ત્યાં સુધી કે તે સ્વયં પોતાની જાતના હક્કને પણ નથી ઓળખી શકતો. તેનાથી એ જ પ્રકારના અન્યાયો અને અતિરેકોનું પ્રદર્શન થશે, જેમ કે વર્તમાન યુગના અત્યાચારી અને કૃતઘ્ન અને નિમકહરામ લોકોથી થઈ રહ્યું છે; અને જેના તરફ અમે અગાઉના પ્રકરણમાં સંક્ષેપમાં ઈશારો કર્યો છે. આમ, અંબિયાએ કિરામ, જેઓ સત્ય અને ન્યાયની પરિપૂર્ણ દા'વત હોય છે,, તેઓ તૌહીદના મામલામાં કોઈપણ પ્રકારના સમાધાનને કે પીછેહઠને કેવી રીતે સહન કરી શકે છે, જ્યારે કે તૌહીદ જ તમામ હક્કોનો પાયો છે? તેઓ આ મામલામાં ન પિતાને માફ કરી શકે છે, ન કાકાને, ન પુત્રને, ન પત્નીને. જે વસ્તુ પણ આ હક્કને અદા કરવામાં અવરોધરૂપ હોય, તે એક પથ્થર છે અને જરૂરી છે કે આ પથ્થરને રસ્તામાંથી દૂર કરી દેવામાં આવે.

આમ, પયગંબરોની આખી મહેનતનો ઉદ્દેશ્ય શુદ્ધ તૌહીદની સ્થાપના છે. તેઓ દુનિયામાં એટલા માટે જ આવે છે કે ખુદાના બંદાઓને બીજાઓની બંદગીથી છોડાવીને એક માત્ર ખુદાના બંદા બનાવી દે. તેઓ તેને જ સર્જનહાર માને, તેને જ બાદશાહ કહે, તેની જ બંદગી કરે, તેનું જ આજ્ઞાપાલન કરે, તેના ઉપર જ વિશ્વાસ અને ભરોસો કરે, તેનાથી મદદ માગે. કૃપાઓ અને બક્ષિસો મળે તો તેનો જ આભાર માને, મુસીબત આવે તો તેનાથી જ આજીજી કરે. આશા હોય કે ભય, ઉમ્મીદ હોય કે આશંકા, દરેક સ્થિતિમાં તેમની નજર તેના જ તરફ હોય. તેઓ પોતાને સંપૂર્ણપણે તેને સમર્પિત કરી દે. તેમનો પ્રેમ તેના પ્રેમને આધીન હોય. તેની જાતમાં, તેના ગુણોમાં, તેના અધિકારોમાં, તેની એકતા અને અદ્વિતીયતાનો સ્વીકાર કરે; અને કોઈ પાસામાં આ વસ્તુઓમાં કોઈને ભાગીદાર ન બનાવે, ન કોઈ ફરિશ્તાને, ન કોઈ જિન્નને, ન કોઈ નબી કે પયગંબરને, ન કોઈ વલીને, ન કોઈ બીજાને, ન પોતાની જાતને.

તૌહીદની આ હકીકત સ્પષ્ટ થઈ ગયા પછી એ વાત તદ્દન સાફ થઈ ગઈ કે અસલ હકીકતના અનુસંધાનથી તૌહીદ દીનનું કેવળ એક અંગ નથી, બલ્કે તે સમગ્ર દીન ઉપર વ્યાપ્ત છે. બીજા શબ્દોમાં તેનો અર્થ એ છે કે તૌહીદથી બહાર દીનની કોઈ કલ્પના કરી શકાતી નથી. ખુદાના પયગંબરો અહીંથી જ પોતાનું કામ શરૂ કરે છે અને આના પર જ સમાપ્ત કરે છે. આ જ રહસ્ય છે કે કુર્આન-મજીદ તૌહીદથી શરૂ થાય છે અને તૌહીદ પર જ સમાપ્ત થાય છે. કુર્આનની પ્રથમ સૂરઃ સૂરઃ ફાતિહા છે, જેનો મૂળ આત્મા ખુદાની શુદ્ધ કૃતજ્ઞતા અને આભાર તથા પૂર્ણ સમર્પણ અને સ્વીકાર છે; અને અંતમાં સૂરઃ નસ્રમાં મક્કા ઉપર વિજયની શુભસૂચના અને સૂરઃ તબાબ (સૂરઃ લહબ)માં

અસત્યના પરાજયની ભવિષ્યવાણી પછી સૂરઃ ઈખ્લાસ મૂકવામાં આવી, જે શુદ્ધ તૌહીદની સૂરઃ છે. આ એ હકીકત તરફ સંકેત છે કે દીનનું કેન્દ્રીય બિંદુ તૌહીદ છે, અને હવે દીન પોતાના કેન્દ્ર ઉપર પહોંચી ગયો. તેના પછી મુઅવ્વિઝતૈન (قُلْ أَعُوذُ بِرَبِّ الْفَلَقِ, قُلْ أَعُوذُ بِرَبِّ النَّاسِ) મૂકી દેવામાં આવી, જે શૈતાનની આફતોથી તૌહીદના ખજાનાની સુરક્ષા કરી રહી છે. કેમ કે એ વાતની ખબર છે કે શૈતાનને માનવીથી જે ઈર્ષ્યા છે, તે ઈર્ષ્યાના જોશમાં તેની સૌથી મોટી કોશિશ એ હોય છે કે માનવીને તૌહીદના કેન્દ્ર-બિંદુથી દૂર કરી દે. તેથી આ જ કારણસર તેણે કહ્યું કે لَأَقْعُدَنَّ لَهُمْ صِرَاطَكَ الْمُسْتَقِيمَ[1] (હું તેમના માટે તારા સીધા માર્ગ ઉપર ઘાતમાં બેસીસ), અર્થાત્ તેમને તૌહીદના માર્ગ ઉપર સ્થાયી નહીં રહેવા દઉં; - وَلَا تَجِدُ أَكْثَرَهُمْ شَاكِرِينَ[2] (અને તું તેમનામાંથી મોટાભાગના લોકોને કૃતજ્ઞ નહીં જુએ), અર્થાત્ તેઓ શિર્કમાં ગ્રસ્ત થઈ જશે.

